# સોનેરી સંધ્યા



“ફૂત! લે...આ મ્હારો જવાબ.”

પ્રકાશક બુકસેલર રણછોડદાસ મોતીલાલ શાહ, ગાંધીરોડ—અમદાવાદ.

(વીરરસથી ભરપુર) કી. ૦-૮-૦ (જરૂર વાંચો.

॥ ॐ ॥

॥ श्री सरस्वत्यै नमः ॥

# પતિવ્રતા રુકિમણી.


લેખક,

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

સમ્પાદક ભારતજીવન-અમદાવાદ.





પ્રકાશક,

શા. રણછોડલાલ મોતીલાલ બુકસેલર.

રીચીરોડ-અમદાવાદ.

પ્રથમાવૃત્તિ નકલ ૨૦૦૦

સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

મૂલ્ય રૂ. ૦-૧૦-૦

# પ્રસ્તાવના.

અતિ હર્ષની વાત છે કે: ગુજરાતમાં ધીમે ધીમે કન્યાઓને વાંચવા માટે આવાં ધાર્મિક-પૌરાણિક પુસ્તકનો આદર સત્કાર થતો જાય છે. અત્યાર પહેલાં અમે સતી સીતા, દમયંતી, તારામતી, વગેરે પુસ્તકો પ્રકટ કર્યા છે અને તે ગુર્જર સમાજમાં પ્રેમપૂર્વક વંચાય છે તેથી જ એવાં પુસ્તકો પ્રકટ કરવા અમે પ્રેરાયા છીએ. પ્રભૂ ઇચ્છા તો હજી એવાં ઘણાં પુસ્તકો પ્રકટ કરવા અમે સમર્થ થઇશું અને ગુર્જર સમાજની યથાશક્તિ સેવા બજાવીશું.

આપણા દેશની સ્ત્રીઓ પતિવ્રત માહાત્મ્ય શીખે અને ગુણવાન પતિ પ્રાપ્ત કરવા સમર્થ થાય એજ આ પુસ્તકનો હેતુ છે. પ્રાચીન કાળમાં આજના જેવી સ્કુલો કૉલેજો ન હતી. આજની પેઠે બી. એ. એમ. એ. સુધી ભણી સ્ત્રીઓ મ્હોટી મ્હોટી ડીગ્રીઓ મેળવતી ન હતી તેમ છતાં તેઓને પોતાના કુળ ગુરૂ અને માતાપિતાદ્વારા એવી ધાર્મિક કેળવણી મળતી કે જેથી તેઓ નીતિવાન, ધર્મનિષ્ઠ અને પોતાના કુળને દીપાવે એવી સ્વર્ગની દેવી સમાન થતી હતી. અને તેમના ઉત્તમ ગુણોને લીધેજ તેમણે પોતાના નામ ઇતિહાસ-પુરાણમાં અમર કર્યાં છે. પતિવ્રતા રૂક્મિણીની કથા વાંચવાથી બ્હેનોને સમજાશે કે તેમણે રૂઢીના બંધનમાં રહી અથવા માતાપિતા કે ભાઇની શરમમાં રહી ગમે તેવા પતિ સાથે લગ્ન કર્યું ન હતું પણ તે વખતે બળ-વીર્ય-ગુણ અને પ્રતિભા સમ્પન્ન ભગવાન શ્રીકૃષ્ણના ગુણગાન સાંભળી તેમની સાથેજ લગ્ન કરવા સંકલ્પ કર્યો હતો. તે કાર્યમાં કેટલાંક વિઘ્નો આવવા છતાં અંતે તેણે પોતાના મનના ધારેલા પતિ સાથેજ

લગ્ન કર્યાં હતાં. ખોટા કુળાભિમાનને વશ થઇ તેમણે પોતાના જીવનને કલંકિત કર્યું નહોતું. અમારા દેશની ગુણજ્ઞ માતાઓ–પિતાઓ અને કન્યાઓ દેવી રૂકિમણીનું ચરિત્ર ધ્યાનમાં લઇ તે પ્રમાણે ગુણવાન, શૌર્યવાન અને બુદ્ધિમાન પતિ પસંદ કરશે તો અમારો પ્રયાસ સફળ થશે, એજ પ્રાર્થના છે.

લી. સેવકો

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

રણછોડલાલ મોતીલાલ શાહ.

લેખકઃ પ્રકાશક.



# પતિવ્રતા રૂકિમણી.

( ૧ )

પ્રાચીન કાળમાં મહા પ્રતાપી ભિષ્મક નામનો એક રાજા વિદર્ભ દેશ પર રાજ્ય કરતો હતો. ( વિદર્ભ દેશ એટલે વરાડ પ્રાંત ) કુંદનપુર તેની રાજધાની હતું. તે સમયના રાજાઓમાં રાજા ભિષ્મક ઘણા પ્રસિદ્ધ હતા. તેમને રૂકિમ, રૂકમબાહુ, રૂકમ્યરથ, રૂકમકેશ અને રૂકમમાલી નામના પાંચ પુત્રો અને દેવકન્યા જેવી રૂપવતી રૂકિમણી નામની એક કન્યા હતી. જે દિવસથી રૂકિમણીનો જન્મ થયો તે દિવસથી રાજા ભિષ્મકની પ્રતિદિન ઉન્નતી થતી હતી. તેથી લક્ષ્મિના જેવી ઉત્તમ ગુણવાળી રૂકિમણી માતાપિતાના વિશેષ પ્રેમને પ્રાપ્ત થઈ હતી. સંતાનો ઉપર માતાપિતાનો સ્નેહ હોય એ સ્વાભાવિક છે પરંતુ સંતાન ભાગ્યશાળી હોય છે તો તે સ્નેહમાં વૃદ્ધિ કરે છે. રૂકિમણીના અલૌકિક ગુણનો પરિચય બાલ્યાવસ્થાથીજ કુટુંબના મનુષ્યોને જણાતો હતો. તે સમયે એના જેવી સુંદર રૂપવતી રાજકન્યા બીજા કોઈ રાજાને ત્યાં નહતી. રાજા ભિષ્મક તે કન્યાને પોતાના પુત્ર કરતાં પણ વધારે પ્રેમદૃષ્ટિથી જોતા હતા. તે સમયે આજના સમયની પેઠે કન્યાઓ પ્રત્યે તિરસ્કારની દ્રષ્ટિથી જોવામાં આવતું નહોતું. તે સમયે પુત્ર અને પુત્રીઓ ઉપર માતાપિતાનો સમાન સ્નેહ જોવામાં આવતો. તે સમયે માતાપિતાની આંખ ઉપર સ્વાર્થના પાટાને લીધે કન્યાને કોઈ પારકા ઘરની ગૃહલક્ષ્મિ સમજવામાં આવતી નહોતી. તે સમયે પુત્ર અને પુત્રીઓના શિક્ષણનો બંદોબસ્ત એક સરખો રાખવામાં

આવતો તેથીજ કન્યાઓ પણ પુત્રની પેઠે બળવાન, બુદ્ધિમાન બની પોતાની ઉન્નતિ કરવા શક્તિમાન થતી.

રાજકુમારિ રૂક્મિણી ઉપર તેના માતાપિતાનોજ પ્રેમ હતો એટલુંજ નહિ પણ તેના પાંચે ભાઇઓનો પણ વિશેષ પ્રેમ હતો. જે સમયે તે બાલિકા પોતાની અમૃત જેવી બોબડી તોતડી વાણી બોલવા મ્હોં ઉઘાડતી હતી, તે સમયે તેના પિતા જાણે સ્વર્ગના સુખ જેવી ગંગાજીનો પ્રવાહ પોતાના મહાલયમાં વહેતો હોય એમ સમજતા હતા. તેની બાળક્રીડા જોઇને જોનાર મનુષ્યોની ભૂખ તરસ ઉડી જતી. રૂક્મિણી પોતાની નાની બ્હેનપણીઓ સાથે અનેક પ્રકારની આશ્ચર્ય-કારક રમતો રમતી. તેના રૂપ સૌંદર્યને જોઇ દેવકન્યાઓને પણ શરમ ઉત્પન્ન થતી હતી. તે જેમ જેમ મ્હોટી થતી ગઇ તેમ તેમ શુક્લ-પક્ષના ચંદ્રમાની પેઠે તેના રૂપ ગુણની કળા સંપૂર્ણ થવા લાગી. પાંચ વર્ષની ઉમ્મર થતાંજ રૂક્મિણીની માતાએ તેનો વિદ્યાભ્યાસ શરૂ કર્યો. તીક્ષ્ણ બુદ્ધિ અને વિલક્ષણ પ્રતિભાને લીધે રાજકુમારીએ થોડા સમયમાંજ ઉત્તમ પ્રકારે વિદ્યા પ્રાપ્ત કરી. પુસ્તકોની વિદ્યામાં તેણે જેમ સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું તેજ પ્રમાણે ગૃહસંસારનું જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું હતું. ધર્મ અને નીતિનાં સૂત્રો તેના મનમાં ઠસાવવામાં આવ્યાં હતાં. રાજકુમારીની અલૌકિક વિદ્યા ચાતુર્યથી રાજા ભિષ્મકનું રાજ્યભુવન પ્રકાશિત થઇ રહ્યું હતું. જોતજોતામાં રૂક્મિણીએ કિશોરા-વસ્થા પસાર કરી ચૂકી. આ વખતે તેના સૌંદર્યમાં વિશેષ વધારો થયો હતો. તેના રૂપ સૌંદર્યની અને ઉત્તમ ગુણોની પ્રશંસા દેશ દેશાંતરમાં થઇ રહી હતી. રાજકુમારિ પરણવા યોગ્ય થઇ એટલે તેના પિતા કન્યાને યોગ્ય વર શોધવા લાગ્યા. તેમની એવી ઇચ્છા હતી કે રૂક્મિણી કરતાં પણ વધારે સુંદર સ્વરૂપવાળો અને ગુણવાન વર હોવો

જોઇએ. તે સમયે સ્વયંવરનો રિવાજ ચાલતો હતો. કન્યા પોતાની ઇચ્છાનુસાર પતિ પસંદ કરતી અને તેનેજ વરમાળ પહેરાવતી. તે કારણથી રૂક્મિણી મનમાંને મનમાંજ પોતાના હૃદય મંદિરમાં આરાધ્ય દેવતાને શોધતી હતી. રૂક્મિણી પોતાની બ્હેનપણીઓ સાથે મળતી તે વખતે તેમને પોતાના હૃદયની એ વાત કહેતી, અને તેમનો અભિપ્રાય પૂછતી એક દિવસ તે પોતાની એક બ્હેનપણી સાથે રાજમહેલ નજીકના એક બગીચામાં બેસી વાર્તાલાપ કરતી હતી. થોડા સમય બીજી વાતો કર્યાં પછી તેની બ્હેનપણીએ કહ્યું કે: " બ્હેન ! હવે મહારાજાજી તમારો વિવાહ બહુ જલદી કરવાનો વિચાર કરી રહ્યા છે. તમારો વિવાહ થયા પછી તમે જ્યારે પતિને ઘેર જશો ત્યારે તમારી આ બ્હેનપણીને તમારા વિના ગમશે નહિ. "

રૂક્મિણીએ હસતાં હસતાં કહ્યું: " બ્હેન ! શું તમે આજે રાત્રે સ્વપ્ન તો નથી જોયું ? "

બ્હેનપણી:—" હજી પણ તમે શું સ્વપ્ન માનો છો ?

રૂક્મિણી:—" હું તો એકજ અનુમાન કરૂં છું. "

બ્હેનપણી:—" શું તમારે યોગ્ય પતિ સંસારમાં નથી. "

રૂક્મિણી:—" હા છે ખરા ! પરંતુ તે મળવા દુર્લભ છે. એટલુંજ નહિ પણ અસંભવિત પણ છે. "

બ્હેનપણી:—" કેમ વારૂ ? તમે કોને પસંદ કર્યા છે. એવી કયી વસ્તુ છે કે રાજકુમારી રૂક્મિણીને માટે દુર્લભ હોય. તમારી ઇચ્છા થાય તો ભલભલા ચક્રવર્તિ રાજાઓ પણ તમારી સેવા કરવા તૈયાર થઇ જાય ! એવો કોણ દુર્ભાગી હશે કે જે તમારા જેવી સાક્ષાત્ત લક્ષ્મિ દેવીની લાલસા ના કરતું હોય ! મ્હેં સાંભળ્યું છે કે મહારાજા યોગ્ય વરની શોધમાં છે. યુવરાજ રૂક્મિએ ચેદિરાજ શિશુ-

પાલ સાથે તમારાં લગ્ન કરવાનો વિચાર રાખ્યો છે. જો એ વાત સત્ય હોય તો પછી કહેવાનું બાકીજ શું રહેશે? તેમની અને તમારી બન્નેની જોડ જાણે ઈન્દ્ર અને ઇન્દ્રાણિની અનુપમ જોડને હઠાવી દેશે. આજકાલ મહારાજ શિશુપાળ સર્વ રાજાઓમાં સુપ્રસિદ્ધ છે. ભારત વર્ષનાં ગામ અને શહેરોમાં તેમનાં યશોગાન ગવાઇ રહ્યાં છે. તેમની ધર્મપત્નિ થવાથી તમને સાચું રાજ સુખ પ્રાપ્ત થશે. ઇશ્વર કૃપા કરે અને એ સમય જલ્દી આવે. કેમ બ્હેન ! તમારી શી ઇચ્છા છે? "

કેટલીક વાર સુધી ચૂપ બેસી રહ્યા પછી રૂકિમણીએ કહ્યું કેઃ " ભગવાન જે કરશે તે સારૂ કરશે. "

બ્હેનપણીઃ—" તમારી શી ઇચ્છા છે તે જરા સંભળાવો તો ખરાં ? "

રૂકિમણીઃ—" મ્હારા વિચાર જાણવાથી તમને શો લાભ થશે બ્હેન. "

બ્હેનપણી—" તમારી ઇચ્છા પૂર્ણ કરવાનો યત્ન કરીશ. જો કે હું તો ગરીબ બ્રાહ્મણ કન્યા છું અને તમે મહારાજાની વ્હાલી રાજકુમારિ છો પરંતુ અમુલ્ય રત્નોનો હાર બનાવવા માટે તુચ્છ ગણાતી દોરીઓ પણ કામમાં આવે છે. મ્હારાથી તમારી જે કાંઈ સેવા બનશે તે કરવા સદા તત્પર છું.

રૂકિમણીએ પોતાની બ્હેનપણીનો હાથ ઝાલી હસતાં હસતાં કહ્યું કેઃ " જુઓ બ્હેન ! મ્હેં તમારી સાથે કોઇ દિવસ જુદાઇ રાખી નથી તો પછી આમ બોલીને તમે મ્હને શા માટે દિલ્લગીર કરો છો. હવેથી એવું બોલશો નહિ. તમારી સહાયતા વિના મ્હારૂં ધારેલું કામ પાર પડશે નહિ. તમારા ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે તમે યાદ કર્યું

એ સારૂં થયું. મ્હારી એક વાત સાંભળો મ્હેં જે દિવસથી દેવકી પુત્ર ભગવાન શ્રી કૃષ્ણના રૂપગુણ, બળ, બુદ્ધિ અને લક્ષ્મિનું વર્ણન સાંભળ્યું છે ત્યારથી મ્હારૂં મન તેમના તરફ આકર્ષાયું છે. હું તો તેમનીજ દાસી થવા ચાહું છું. હું તેમને મ્હારા હૃદયેશ્વર પતિદેવ માની ચુકી છું. તેમ છતાં જો કોઇ બીજા સાથે મ્હારો વિવાહ થાય તો તે મ્હારે માટે કેટલું નુકસાનકારક થાય તેનું અનુમાન તમેજ કરી લેશો."

બ્હેનપણી:—"તમારી ઇચ્છા પૂર્ણ થાય એમ જણાતું નથી. હું જાણું છું કે યુવરાજ રૂક્મિને ભગવાન શ્રીકૃષ્ણ પ્રત્યે વૈર છે. તે હંમેશાં તેમની નિન્દા કર્યા કરે છે. તેમ હોવાથી ત્યાં તમારાં લગ્ન શી રીતે થઇ શકે. પોતાના શત્રુને પોતાની બ્હેન કેમ અપાય."

રૂક્મિણી:—"સાચી વાત છે કે આ બાબતમાં તેઓ પોતાના મનનું ધાર્યું કરે એ સંભવિત છે. પરંતુ યાદ રાખજો કે એમ થવાથી મ્હારૂં અકલ્યાણ થશે. હું એવું અપમાન કદી પણ સહન કરી શકીશ નહિ. અનેક યુક્તિ પ્રયુક્તિથી શ્રીકૃષ્ણ ભગવાનનેજ પરણીશ. જો કોઇ પણ યુક્તિ સફળ નહિ થાય તો છેવટે હું આત્મહત્યા કરીશ."

બ્હેનપણી:—"તમે આવો નિશ્ચય શા માટે કરો છો. જો મહારાજ શિશુપાલ સાથે તમારાં લગ્ન થાય તો તે શું ખોટું છે? તે કાંઇ સાધારણ રાજા નથી. તેમનું રૂપ, ગુણ, વિનય અને લક્ષ્મિ ઓછાં નથી, એટલે તમારો દૂરાગ્રહ યોગ્ય નથી. જે કરો તે બરાબર વિચાર કરીને કરજો."

રૂક્મિણી:—"બ્હેન! મ્હને આ નાશવંત શરીર કરતાં ધર્મ ઘણો વ્હાલો છે. ધર્મ સાચવવાને માટે હું મ્હારા તમામ સુખને તિલાંજલી આપવા તૈયાર છું. હું કોઇના ગુણદોષ ઉપર ચર્ચા કરવા

મ્હાતી નથી. મ્હારો નિશ્ચય છે કે જે પુરુષને એક વખત મનથી પતિ માની લીધો તો પછી ગમે તેટલાં વિઘ્નો આવે તોપણ ભૂલેચૂકે પણ બીજા પુરુષ તરફ દ્રષ્ટિ કરવી નહિ. મ્હેં શ્રીકૃષ્ણ ભગવાનનેજ મ્હારા મનથી પતિદેવ માની લીધા છે. તો પછી હવે હું સ્વપ્ને પણ બીજા કોઈ પુરુષ તરફ નજર નાખીશ નહિ. તેમની પવિત્ર પ્રતિમા મ્હારા હૃદય મંદિરમાં સ્થપાઈ ગઇ છે. હવે કદી જો તેઓ મ્હારી સેવા નહિ સ્વીકારે તો હું તેમના નામની માળા ફેરવી મ્હારૂં જીવન પુરૂં કરીશ. સ્ત્રીઓનો એજ ધર્મ છે. જો તમે મ્હારૂં કલ્યાણ ઇચ્છતાં હો તો મ્હારા કામમાં સહાયતા કરજો.

સખીઃ—" મ્હારા આ તુચ્છ શરીરથી તમારી જે કાંઇ સેવા બનશે તે હું જરૂર કરીશ પરંતુ હું ધારતી નથી કે આ વખતે મ્હારી મદદની જરૂર પડશે. પ્રથમ તો રાજાજીની શું ઇચ્છા છે તે જાણવું જોઇએ. જ્યારે તેમની અને મ્હોટા પુત્રની ઇચ્છા મળી ગઇ ત્યારે તો તે વખતે તમારો વિચાર દર્શાવવાથી તમારી ઇચ્છા પૂર્ણ થશે, અને તમારી ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કાર્ય કરશે નહિ."

રૂકિમણીઃ—મ્હને પણ એવોજ વિશ્વાસ છે; પરંતુ ભાઈની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કાર્ય તેઓ કરી શકશે નહિ."

સખીઃ—" કદાચ તમારો વિચાર તેમના આગળ જણાવો તો તે તેમ કરી શકે નહિ."

રૂકિમણીઃ—" તેમ કરવાથી નુકશાન થવા સંભવ છે! લાજ શરમ તો મ્હેં છોડી દીધી છે, કારણકે પોતાના ધર્મનું રક્ષણ કરવામાં લાજ શરમ રાખવી તે ઠીક નથી."

સખીઃ—" ફરી કોઈ વાર એ વિષય ઉપર વિચાર કરીશું; હમણાં તો મ્હને કાંઇ તપાસ કરવા દો."

# ( ૨ )

એક દિવસ ભિષ્મક રાજા રૂકિમણીના વિવાહ કરવાની સમ્મતિ લેવા પોતાની ધર્મપત્નિ પાસે રાણીવાસમાં ગયા. રાણીએ શ્રદ્ધાપૂર્વક અભિવંદન કરી સિંહાસન ઉપર બેસાડી વિધિપૂર્વક પૂજન કર્યું અને કહ્યું: "નાથ! આપણી રાજકુમારી વિવાહ યોગ્ય થઈ છે. એ કામ જેમ બને તેમ જલ્દી કરવામાંજ કલ્યાણ છે."

રાજાઃ—"હું પણ એ બાબતનો નિશ્ચય કરવા માટેજ આવ્યો છું. પુત્રી જેવી સુશીલ અને સદ્દગુણી છે તેવોજ વર પણ સુશીલ અને સદ્દગુણ સંપન્ન હોવો જોઇએ. હું કાંઈ શાંત થઇ બેસી રહો નથી. વરની શોધમાં જ હતો."

રાણીઃ—શું કાંઇ ઉત્તમ વર ખોળી કાઢયો છે?

રાજાઃ—હા, બેએક જગ્યાએ તેને અનુકુળ વરનો પત્તો લાગ્યો છે.

રાણીઃ—"કઇ કઇ જગ્યાએ પત્તો લાગ્યો છે?"

રાજાઃ—"દ્વારકાંવાસી અનંત પ્રતાપી ભગવાન શ્રીકૃષ્ણ જેની કીર્તિ દુનિયાથી અજાણી નથી. હું તેમની સાથે મ્હારી રૂકિમણીનો વિવાહ કરવા ચાહું છું તેમાં તમારો શો મત છે?"

રાણીઃ—"તેમનો સ્વીકાર કોણ નહિ કરે? સત્ય વાત છે કે શ્રીકૃષ્ણ રૂકિમણીને યોગ્ય છે. પુત્રી જેવી સુંદર છે, વર પણ તેવોજ રૂપવાન અને ગુણવાન છે. "ધર્મના કામમાં ઢીલ ન કરવી" એ કહેવત અનુસાર આ કામમાં વખત લંબાવવો ઠીક નહિ. શ્રીકૃષ્ણને જેમ બને તેમ જલદી સંદેશો કહેવડાવવો. હું આશા રાખું છું કે આપણી માગણીનો અસ્વીકાર નહિ કરે."

રાજાઃ—"પ્રથમ ઘરમાં બધાંની સમ્મતી લેવી જોઇએ."

રાણીઃ—" પ્રથમ આપ આપણા પુત્રોને પૂછી જોજો. મ્હેં આપણી કન્યાની સમ્મતી લીધી છે. આજે તેની સખીદ્વારા મ્હને ખબર મળી છે કે, રૂકિમણી પણ શ્રીકૃષ્ણ ભગવાન સાથે વિવાહ કરવા ચાહે છે."

રાજાઃ—" સર્વ રાજકુમારો પણ તેમ ઇચ્છે છે. પરંતુ રૂકમી તે ઇચ્છા વિરૂદ્ધ છે અને રાજકુમારીનાં લગ્ન શિશુપાલ સાથે કરવા તેની હઠ છે."

રાણીઃ—" એની એકલાની ઇચ્છાથી શું થવાનું છે? જ્યાં રૂકિમણી ચાહતી નથી ત્યાં તેના કહેવાથી શું ફાયદો? વિવાહ સંબંધ એ કાંઈ નજીવી વાત નથી. તે કામ બહુ વિચારપૂર્વક કરવાનું છે. વરકન્યાનું પ્રેમ બંધન એવું મજબૂત હોવું જોઇએ કે કદી ઢીલું થાય નહિ. વરકન્યા એક બીજાને ખરા પ્રેમથી ચાહે ત્યારેજ એમ બને છે. આ કાર્યમાં માતાપિતા અને ભાઇઓએ વચમાં વાંધો પાડવો જોઇએ નહિ. વર કન્યાને પોતાની પસંદગી કરવા છૂટ આપવી જોઇએ નહિ તો પાછળથી તેઓ દુઃખી થાય."

રાજાઃ—" તમારૂં કહેવું યથાર્થ છે; પરંતુ ત્હારો પુત્ર રૂકમી એટલો બધો હઠીલો અને દુરાગ્રહી છે કે તે આ કામમાં જરૂર વાંધો નાખશે અને તોફાન મચાવશે. મ્હેં તેને ઘણો સમજાવ્યો પરંતુ માનતો નથી. ત્હારો પુત્ર છે માટે તું તેને સમજાવી રાજી કરી મનાવે તો સારૂં."

રાણીઃ—" હું તેને સમજાવવાનો પ્રયત્ન તો કરીશ, પણ જ્યારે તે તમારૂં કહ્યું કરતો નથી તો મ્હારૂં શી રીતે માનશે. જન્મથીજ તેનો સ્વભાવ ઉદ્ધત છે. પ્રયત્ન કરી જોઉં તે છતાં નહિ માને તો તેની પરવા નહિ. રૂકિમણી કાંઈ તેની પુત્રી નથી."

રાજા:—"તેની ઇચ્છા વિરૂદ્ધ કરવાથી તે ઉત્પાત્ત કરશે અને કદાચ શિશુપાલ સાથે મળી જઈ રાજ્ય ઉપર ચઢાઈ કરે તેથી હું કહું છું કે તેની રાજી ખુશીથી જે કાર્ય થાય તે સારૂં. આપણા રાજ્યમાં વિના કારણ રક્તપાત કરાવવો ઠીક નહિ. શિશુપાલ મ્હારાથી બળવાન છે. તેના હાથથી બચવું કઠણ છે."

રાણી:—"તો શું શ્રીકૃષ્ણ તેને હરાવશે નહિ? એમની પ્રભુતાની તુલના કરનાર આ સંસારમાં કોઈ સમર્થ નથી. કદાચ તે શિશુપાલને સાથે લઇ ધમાલ મચાવવા આવે તો આપ શ્રીકૃષ્ણજીની સહાયતાથી તેને હરાવી દેજો."

રાજા:—"તમારી એવી ઇચ્છા છે કે રૂકિમણીને લીધે સર્વ સુખોનો નાશ કરવો? જેનું પરિણામ સારૂં નહિ આવે, એવી યુક્તિ કરો કે કોઇપણ જાતનો વાંધો પડે નહિ. તમે બંને જણને સમજાવો. તેમ કરવાથી એમાંથી કોઈ પોતાની હઠ છોડી દેશે."

રાણી:—"હું ઘરમાં ઝઘડો થાય એવું ઇચ્છતી નથી. આપની આજ્ઞા અનુસાર પ્રયત્ન કરીશ. પરંતુ મ્હારે એટલું તો કહેવું જોઇએ કે રૂકમીની હઠ સારી નથી તેના આ અયોગ્ય કાર્યથી લોકો નિન્દા કરશે."

રાજા:—"તમારી રૂકિમણી સુશીલ અને વિદુષી છે સંભવ છે કે તમારી આજ્ઞા અવશ્ય માનશે."

રાણી:—"હું જાણું છું કે તે મારી આજ્ઞાનો અસ્વીકાર નહિ કરે, પરંતુ તેને દુઃખ થાય તેવું કામ કરવામાં તેને દબાણ કરવું યોગ્ય નથી."

રાજા:—"પ્રથમ રાજકુમારને સમજાવો, જોઇએ તે શું કહે છે. હું બહાર જઇને તેને તારી પાસે મોકલું છું પરંતુ એ ધ્યાનમાં રાખજો કે વાતવાતમાં મારામારી કે ધમાલ ન થાય."

## ( ૩ )

રાણીએ વખત જોઈ રૂકમીને બોલાવી સ્નેહથી પૂછ્યું: " બેટા! રૂકિમણી હવે વિવાહ કરવા યોગ્ય થઇ છે માટે તેને યોગ્ય વર શોધવો જોઇએ. "

રૂકમી:—" તેને યોગ્ય વરની શોધ પિતાજીએ કરી છે. પરંતુ હું તેની સાથે બહેનનો વિવાહ કરીને અપમાન કરાવવા ઇચ્છતો નથી. મ્હેં પણ તેને યોગ્ય વર શોધી રાખ્યો છે. "

રાણી:—" રાજાએ અને તમે રૂકિમણીના વિવાહને માટે ક્યાં ગોઠવણ કરી રાખી છે. ? "

રૂકિમી:—" પિતાજીએ દ્વારકાંવાસી કૃષ્ણ સાથે વિવાહ કરવાનું ઠરાવ્યું છે. અને મ્હેં ચેદિરાજ શિશુપાલની સાથે ઠરાવ્યું છે. શિશુપાલ આગળ કૃષ્ણ શી ગણતરીમાં છે ? કૃષ્ણની કયી જાતિ અને કયો વંશ છે તેનો પત્તો નથી. ગોપ જાતિનો થઇને તે હવે ક્ષત્રિય થવા ઇચ્છા રાખે છે. એવા મનુષ્ય સાથે વિવાહ કરવાથી પિતાજીની નિંદા થશે. શિશુપાલ સાથે વિવાહ કરવાથી યશ મળશે. પુત્રી આપણા કરતાં ઉચ્ચ કુળમાં આપવી જોઇએ. "

રાણી:—" તમારૂ કહેવું ઠીક છે પરંતુ શ્રી કૃષ્ણજીને તમે શિશુપાલ કરતાં હલકા સમજો તે સારૂં નહિ. તે તો ઇશ્વરનો અવતાર છે. તેમની બરાબર સંસારમાં કોઇ નથી. તમારા પિતા તેમની સાથે વિવાહ કરવામાં ખોટું શું કરે છે ? તમે સમજી વિચાર કરી જુઓ. મ્હારી સમ્મતિ તો શ્રી કૃષ્ણજી સાથેજ રૂકિમણીનો વિવાહ કરવાનો છે. "

માતાની વાત સાંભળી રૂકમી ગુસ્સે થઇ બોલ્યો: " જ્યારે તમારો વિચાર છે તો મ્હને પુછવાની શી જરૂર છે ? તમારી મરજી હોય તેની સાથે વિવાહ કરો, હું પણ તમને એટલું કહી દઉં છું કે રૂકિમણી મ્હારી બ્હેન હોવાથી માતાપિતા કોઇ કુળ કલંકી સાથે તે-

નો વિવાહ કરશે તો હું મ્હારા જીવતાં તેમ થવા દઈશ નહિ. હું સમજી શકતો નથી કે પિતાજી કુળવાન સાથે વિવાહ કરવાનો મૂકીને કૃષ્ણ સાથે કેમ કરવા ચાહે છે ? તમે જેને ઈશ્વરનો અવતાર માનો છો તે જો સત્ય હોય તો જરાસન્ધના ભયથી સમુદ્રમાં કેમ સંતાઈ બેઠા ? તેમના જેવો કર્મહીણ કોઈ નથી તેથી તમે પોતે વિચાર કરી પિતાજીને સમજાવી દો. "

રાણીઃ—" વત્સ ! ગમે તેમ હોય પરંતુ કૃષ્ણ ભગવાનની સાથે વેર કરવું યોગ્ય નથી. તેમની સાથે દુશ્મનાવટ કરનારા ઘણાનો નાશ થઈ ગયો. કંસ મહારાજાની વીરતા આગળ મ્હોટા મ્હોટા વીર રાજાઓએ પણ પોતાનાં મસ્તક નમાવ્યાં છે. એવા બળવાન કંસે તેમની સાથે વિવાદ કરવાથી શ્રી કૃષ્ણજીએ પોતાના અલૌકિક બળ પ્રરાક્રમથી કંસનો સંહાર કરી નાંખ્યો. તેમની પ્રશંસા સંસારમાં સઘળે પ્રસરી ગઈ છે. દીલગીરીની વાત છે કે એવા શ્રેષ્ઠ પુરુષની તું નિંદા કરે છે. જો રૂક્મિણીનો વિવાહ તેમની સાથે કરવાનો વિચાર ના હોય તો કાંઈ હરકત નથી પરંતુ તેમની નિન્દા ન કરો. તેમ કરવામાં આપણું અકલ્યાણ છે. "

રૂકમી—" મ્હારાથી કોઈની જુઠી નિંદા થશે નહિ. કોઈ રાજા હોય અગર તો ગરીબ હોય. ભલે તમે તેમને ઇશ્વર માનો. હું તેમની વીરતા કેટલી છે તે જાણું છું. એવું કહી બબડતો બહાર ચાલ્યો ગયો. તેની એવી સ્થિતિ જોઈ રાણીને બહુ દુઃખ થયું. તેણે અનુમાન કર્યું કે રંગમાં ભંગ પડવા વકી છે પરંતુ શું કરવું. રૂક્મિણીના વિવાહમાં ભારે ધમાલ થશે. જો તેની ઇચ્છા અનુસાર નહિ થાય તો ભયંકર દુઃખ આવી પડશે. "

એ પ્રમાણે અનેક પ્રકારની વાતો વિચારતાં વિચારતાં રાણી ચિન્તામાં પડી ગઈ અને તે દિવસે તેણે ભોજન પણ કર્યું નહિ.

વિચારમાં ને વિચારમાં પલંગ ઉપર પડી રહી. રૂકિમણીને માતા ચિન્તાના સમાચાર મળ્યા કે તુરતજ તે માતા પાસે પહોંચી ગઇ. પુત્રીને જોઈ રાણી કાંઇ બોલી નહિ પરંતુ આંખમાંથી આંસુ નીકળી પડયાં. માતાની આવી સ્થીતિ જોઇ રૂકિમણીને ઘણું દુઃખ થયું અને માતાને પૂછ્યું: " તમે શા માટે આટલાં બધાં દુઃખી અને ચિન્તાતુર થઈ રહ્યાં છો ? જલદી કહો. તમારી આવી સ્થીતી જોઈ મ્હારૂં હૃદય ફાટી જાય છે. "

રાણી:—" ત્હારા ભાઈ રૂકમીની અયોગ્ય હઠને લીધે હું આ પ્રમાણે દુઃખી થઇ રહી છું. હવે આપણા ઘરની પડતી થવાની હોય તેમ લાગે છે. તેની વાતોથી હું હીંમત હારી ગઇ છું."

રૂકિમણી:—" ભાઇએ એવી તે શું હઠ લીધી છે જેથી તમે આટલાં બધાં અધીર થઇ ગયાં છો ? જો મ્હને કહેવા યોગ્ય હોય તો કહો. "

રાણી:—" બેટા ! તારાથી શું છુપાવવાનું છે ? તારે લીધે તો ઉપાધી થઇ રહી છે. "

રૂકિમણી:—" જો તેમ છે તો મ્હને જલદી કેમ કહેતાં નથી ? માતાજી ! વિશ્વાસ રાખજો કે મારે લીધે દુઃખ થઇ રહ્યું હોય તો તે હું જરૂર દૂર કરીશ. સંસારમાં એવું કોઇ સંતાન અભાગી નથી કે જેનાથી માતા પિતાને દુઃખ થાય. એમ હતું તો મ્હને અત્યાર સુધી કેમ કહ્યું નહિ ?"

રાણી:—" એમાં તારો કોઇ દોષ નથી. એ બધું દુર્દશાના દુર્યોગથી ઉપસ્થીત થવાનું છે બેટી ! વાત એ છે કે તારા પિતા, હું અને બીજા ચારે ભાઇઓ તારો વિવાહ દ્વારકાધીશ શ્રીકૃષ્ણ ભગવાન સાથે કરવા ચાહે છે અને તું પણ તેમનેજ ઇચ્છે છે પરંતુ તે વાતમાં રૂકમી વાંધો નાંખે છે. તે કૃષ્ણ ભગવાનની નિન્દા કરે છે અને તારો

વિવાહ શિશુપાલની સાથે કરવા ચાહે છે. સાથે એ પણ ધમકી આપે છે કે: "મ્હારા જીવતાં હું મ્હારી મરજી વિરુદ્ધ વિવાહ સંબંધ કરવા નહિ દઉં." મ્હેં તેને ઘણી રીતે સમજાવ્યો પણ કાંઈ માન્યું નહિ અને બબડતો બબડતો ક્રોધાવેશમાં બહાર ચાલી ગયો. એવી સ્થીતિમાં હું દુઃખી થાઉં તે સ્વાભાવિક છે. હું ત્હારી ઇચ્છા વિરુદ્ધ કેવી રીતે કહી શકું ?"

રુકિમણી કેટલીક વાર મૌન રહ્યા પછી બોલી: "માતાજી ! મ્હારા કારણને લીધે આ ઉપાધી થવાની છે તેનો અંત લાવવાની યુક્તિ હું બતાવું છું. તે એ છે કે હું કુંવારી રહું અને જેને મનથી વરી ચુકી છું તેના નામની જપ માળા કરતી કરતી મ્હારી જીંદગી પુરી કરૂં. તેથી ભાઇને પણ દુઃખ થશે નહિ. આ શાન્તિસદનમાં ઉત્પાત કરાવવો ઠીક નહિ."

રાણીઃ—"બેટા ! તેં તો ત્હારી જાતે દુઃખ સહન કરીને વિઘ્ન દબાવવાની યુક્તિ શોધી કાઢી, પરંતુ વિચારી જો કે સંસારમાં અમારી કેટલી નિન્દા થશે. મ્હારી ઇચ્છા છે કે કદાચ રૂકમી પોતાની હઠ ન છોડે તો ત્હારી યુક્તિનો સ્વીકાર કરજે."

રુકિમણી માતાની વાત સાંભળી એકદમ ચૂપ થઇ ગઇ. જ્યારે ઘણો વખત સુધી કંઇ બોલી નહિ ત્યારે રાણીએ ફરીથી કહ્યું: "બેટા! ચૂપ કેમ થઇ ગઇ? શી ઇચ્છા છે તે સ્પષ્ટ કહી દે ? એવી યુક્તિ કરો કે જેથી ઘરમાં કંકાસ થાય નહિ. જો તે પ્રમાણે થશે તો બધું નાશ થવા સંભવ છે." માતાની વાત સાંભળી રૂકિમણી ધીરેથી બોલી: "ઘરમાં કંકાસ થાય તેવું હું ઇચ્છતી નથી. ધર્મની રક્ષા કરવી એ મનુષ્યનું કર્તવ્ય છે. તેવીજ રીતે મ્હારે ધર્મની રક્ષા કરવી એ મ્હારૂં કર્તવ્ય સમજુ છું. જ્યારે હું મ્હારા મનથી દ્વારકાધીશને મ્હારૂં સર્વસ્વ અર્પી ચુકી છું ત્યારે આ જીંદગીમાંજ નહિ પણ

જન્મો જન્મ તે મ્હારા પતિ થાય એવી મ્હારી પ્રાર્થના છે. એવી સ્થીતિમાં હું તેમનાં ચરણ કમળ છોડીને બીજાની સામે દ્રષ્ટિ કરી હું શા માટે પાપી થાઉં ? તેમ કરવાથી સ્ત્રીઓને તેના જેવું બીજું મ્હોટું પાપ નથી. જો કે લૌકિક રીત રીવાજ પ્રમાણે હજી સુધી મ્હારૂં લગ્ન થયું નથી પરંતુ મ્હેં મ્હારૂં હૃદય તેમને સોંપ્યું છે. હું એટલું કરી શકું કે વિવાહ નહિ કરૂં પરંતુ કુંવારી રહીને તેમના ચરણ કમળનું ધ્યાન કરતી રહીશ. માતાજી ! હું ધારૂં છું કે તેમ કરવાથી ભાઇ સંતોષ પામશે. ”

રાણીઃ—“ હું માનું છું કે તે સંતોષ પામશે પરંતુ તે વાતનો સ્વીકાર હું શી રીતે કરૂં ? શું હજી સુધી તે પ્રમાણે કોઇએ કર્યું છે ? જ્યારે તું હઠ પકડી બેઠી છે અને ભાઇએ પણ પોતાની હઠ પુરી કરવા કમર કસી છે તો આ ઘરનું કલ્યાણ કેવી રીતે થશે ?” એમ કહી રાણી આંસુ વરસાવવા લાગી. માતાને આ પ્રમાણે રડતી જોઇ રૂકિમણીનું હૃદય ચીરાવા લાગ્યું. તે બોલીઃ “ માતાજી ! તમારૂં રોદન મ્હારાથી જોવાતું નથી. તમે શાન્ત થઈ જાવ. આ બાબતમાં મ્હને અગર બીજા કોઇને શું પૂછવાનું છે ? નકામી ચિન્તા કરો છો. સંતાનની શુભ કામના પૂર્ણ કરવા યત્ન કરવાનો માતાપિતાને અધિકાર છે. તેમની ઇચ્છાનુસાર કરે તેમાંજ કલ્યાણ છે.”

રાણીએ રૂકિમણીની વાતનો જુદો અર્થ લીધો. તે સમજ્યાં કે રૂકિમણીએ પોતાની હઠ છોડી દીધી. તેવા વિચારથી તે બોલી ઉઠીઃ “ બેટા ! હું ત્હારી પાસેથી એવુંજ ઇચ્છતી હતી. હવે મ્હારી સર્વ ચિન્તાઓ દૂર થઇ ગઇ. તેં ઠીક કર્યું; નહિ તો વિદર્ભ દેશ ઉપર કંઈ કંઇ દુઃખો આવી પડત.” માતાની આ વાત ઉપર રૂકિમણી કાંઇ બોલી નહિ. મહારાણીએ ઉપવાસ વ્રત છોડી દીધું. માતાએ ભોજન કર્યાં પછી રાજકુમારી પોતાની સખીને મળવા ગઇ.

# રૂક્મિણીના વિવાહની તૈયારી.

## ( ૪ )

યોગ્ય સમય જોઇ રાણીએ ભીષ્મક રાજાને રૂકમી અને રૂક્મિ-ણીની સઘળી વાતો કહી સંભળાવી. રાજકુમારીને સમજાવવાથી તેણે પોતાની હઠ છોડી દીધી એ સમાચાર સાંભળી રાજા ઘણા ખુશી થયા. રાજકુમાર રૂકમીને પોતાની સમ્મતિ અનુસાર કામ કરતો જોઇ પ્રસન્ન થયા. યોગ્ય સમયે નરેંદ્ર શિશુપાળને ત્યાં વિવાહના સમાચાર કહાવ્યા. શિશુપાળે રૂક્મિણીના રૂપગુણની પ્રશંસા સાંભળી હતી તેથી આ શુભ સમાચારથી વધારે હર્ષ થયો અને તેણે રાજા ભિષ્મકની માગણીનો પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કર્યો. લગ્નનું મુહુર્ત પણ નક્કી કર્યું; બન્ને પક્ષોએ વિવાહની તૈયારીઓ મોટી ધામધૂમથી કરવા માંડી. ભિષ્મક રાજાએ સર્વ રાજા મહારાજાઓને પોતાની કન્યાના લગ્ન પ્રસંગે પધારવા આમંત્રણ મોકલાવ્યાં. રાજાઓને પણ, લગ્ન પ્રસંગમાં જઇ આંખોને તૃપ્ત કરવા ઇચ્છા થઇ. યુવરાજ રૂકમી રાજી-ખુશીથી વિવાહ કાર્ય અને નગરની શોભા વધારવા સર્વ તૈયારી કરવા લાગ્યો. તે વખતે રૂક્મિણીની સખી જે તેની સાથે ઉપવનમાં વિવાહ સંબંધી વાતો કરતી હતીઅને હંમેશાં તેને મળવા આવતી હતી તેણે રાજકુમારી રૂક્મિણીને પહેલાંની માફક હસતી બોલતી ન જોઇ તેથી એક દિવસ એકાન્તમાં કહ્યું: “ સખી ! તું આ શુભ દિવસોમાં આટલી બધી ચિન્તાતુર કેમ છે ? ત્હારૂં ચંદ્રમા જેવું તેજસ્વી મુખ ફીકું દેખાય છે. મ્હારાથી ત્હેં કાંઇ છુપાવ્યું નથી. આ વખતે કેમ બોલતી નથી ? ”

રૂક્મિણી ઉંડો શ્વાસ મૂકી બોલી: “ સખી ! તમારાથી શું છાનું છે ! શું તમને ખબર નથી કે મ્હારી સાથે અત્યાચાર થવાનો છે ? ”

સખીઃ "હમણાં તો વિવાહની તૈયારીઓ થઇ રહી છે. જ્યારે પ્રિયતમની ભેટ થાય ત્યારે ક્ષમા માગી લેજે. અત્યારથી કેમ ડરે છે. અત્યાચાર નહિ થાય."

રૂકિમણીઃ "સખી ! આવા વખતે તને દયા આવતી નથી ! મ્હારી વાત ઠઠ્ઠામશ્કરીમાં ઉડાવી દેવા માગે છે ?"

સખીઃ "ત્યારે છે શું ? સ્પષ્ટ કહે."

રૂકિમણીઃ "તે દિવસે ઉપવનમાં શું વાતો થઇ હતી તે યાદ છે ? તે દિવસે મ્હારો નિશ્ચય તને કહી સંભળાવ્યો હતો."

સખીઃ "શું હજી સુધી તમે તમારી પ્રતિજ્ઞા છોડી દીધી નથી ? મ્હેં તો સાંભળ્યું કે રાજકુમારીને સમજાવવાથી શિશુપાળ સાથે વિવાહ કરવા ખુશી છે. તમારી સમ્મતિથીજ વિવાહની તૈયારીઓ થવા લાગી છે. રાજા મહારાજાઓને આમંત્રણ પણ અપાઈ ચૂક્યાં છે. લગ્નનું મુહૂર્ત પણ નક્કી થઈ ગયું છે. હવે આજે એમ કેમ બોલો છો !"

રૂકિમણીઃ "મ્હેં ક્યારે અસ્વીકાર કર્યો છે, પરંતુ માતાપિતાનો બહુ આગ્રહ થવાથી હું શાંત થઇ ગઈ. તેનો અર્થ ઉલટો સમજો છો ? હું ન કહું તેમાં સાર છે કારણકે પહેલાં વારંવાર કહેવાથી કાંઇ સફળતા મળી નહિ તેથી પાછળથી હું શાંત થઇ ગઈ."

સખીઃ "ત્યારે અધીરાં કેમ થઈ ગયાં છો ?"

રૂકિમણીઃ "મ્હેં જે યુક્તિ દેખાડી હતી તે પૂર્ણ નહિ થવાથી અધીર થઇ રહી છું. હવે તમારી આશા નકામી છે. જો કામ સંપૂર્ણ થવાનું હોય તો થાય નહિ તો મ્હારો વિનાશ થશે."

સખીઃ "બ્હેન ! મ્હારાથી જે મદદ થશે તે કરવાને હું તૈયાર છું. વિશ્વાસ રાખો, તમારા સુખનાં સાધનો પૂર્ણ કરવા હું મ્હારા

સર્વ સુખનો ભોગ આપવા હંમેશાં તૈયાર છું."

રૂકિમણીઃ "સખી ! તારી સહાયતાની જરૂર છે. તારા પિતાને મ્હારી સઘળી વાત જણાવી તેમને કહો કે મ્હારો એક કાગળ દ્વારકાં જઇ શ્રીકૃષ્ણભગવાનને પહોંચાડી દે. એ સિવાય બીજી એકે યુક્તિ નથી."

સખીઃ "પિતાજી તમારા કામ માટે હમેશાં તૈયાર છે. જે કાંઈ કહેવું હોય તે કહો, હું તેમને જણાવીશ. શ્રીકૃષ્ણ ભગવાન સાથે તમારો પરિચય છે કે નહિં ?"

રૂકિમણીઃ "સખી ! સર્વવ્યાપક શ્રીકૃષ્ણ ભગવાનથી કોણ અજાણ્યું છે ? હજુ સુધી જોકે મ્હેં તેમનાં દિવ્યદર્શન કર્યાં નથી, પરંતુ ધર્મની રક્ષા કરવી એ પોતાનું કર્તવ્ય છે સમજી તે મ્હારી પ્રાર્થના જરૂર સાંભળશે બ્હેન ! આવા વખતે શરમ સંકોચનો ત્યાગ કરી દેવો જોઇએ. જો શરમ રાખીએ તો ધર્મની રક્ષા માટે આથી બીજી કોઈ યુક્તી જડતી નથી. મ્હને હવે કાંઇ ચેન પડતું નથી. મ્હારૂં મન ચિન્તાતુર થઇ ગયું છે. કદાચ તે મ્હને નિર્લજ સમજે પરંતુ કરવું શું ? જ્યારે હું તેમને મ્હારા સ્વામી તરીકે વરી ચુકી છું તો પછી શરમ શાની ?"

સખીઃ "સત્ય છે કે, પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિવ્રત ધર્મની રક્ષા ગમે તેવી સ્થીતિમાં હોય છતાં અવશ્ય તે કરવી જોઇએ. પિતાજી તમારો પ્રેમપત્ર લઈ જવા તૈયાર છે માટે પ્રેમપત્ર તૈયાર રાખો તે જરૂર દ્વારકાં જશે."



# રૂક્મિણીનો પત્ર.

## ( ૫ )

સખીથી દૂર એકાન્ત જગ્યામાં જઇને રૂક્મિણી શ્રીકૃષ્ણ ભગવાનને કાગળ લખવા બેઠી. થોડીવાર સુધી વિચાર કરીને નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

"હે અચ્યુત! આપના ગુણોનું ગાન પ્રકટ રૂપમાં થઇ શકતું નથી. જેના ઉપર આપની નજર પડે છે તેની સર્વ મનઃકામના પૂર્ણ થાય છે. આપના સમાન કોઇનું અનુપમ સૌંદર્ય છે જ નહિ. આપનાં દર્શન માત્રથીજ સર્વની અભિલાષા પૂર્ણ થઇ જાય છે. હું આપના ગુણગાન અને રૂપનું વર્ણન સાંભળી આપના ઉપર મુગ્ધ થઇ છું. મ્હારૂં નિર્લજ મન આપના ઉપર આસક્ત થયું છે. જો કદાચ હું આ વખતે લજ્જા સંકોચ રાખું તો મ્હારૂં સર્વનાશ થઇ જાય છે. કારણકે તેની બધી તૈયારીઓ થઈ રહી છે. હે અનન્ત! એક બીજી વાતપર પણ આપ કૃપા કરી યોગ્ય વિચાર કરશો. આપ કુળ, શીલ, રૂપ, વિદ્યા, વય, દ્રવ્ય વગેરે સદ્ગુણોમાં આદર્શરૂપ છો. આપના તે સર્વ ગુણોની સમતા કરવા વાળો સંસારમાં કોઇ નથી."

"હે મુકુન્દ! વિવાહ સમયે ગુણવાન સ્ત્રી આપને પતિ બનાવવાની કેમ ઇચ્છા નહિ કરે? કારણકે ઉપરોક્ત ગુણ આપના સિવાય બીજા કોનામાં મળશે? હે કમલાક્ષ! ભૂલોકમાં મનને આનંદ આપનાર આપજ છો. આવી સ્થીતિમાં હું આપના ઉપર આસક્ત થાઉં એમાં ખોટું શું છે? એવી સ્થીતિમાં હું નિર્લજ્જ ઠરૂં! આપ એવું સમજો તો ખેર; પરંતુ હું ખાત્રી પૂર્વક કહું છું કે કોઇ રાજ્યમાં એવી ધૈર્યવાન કુળવતી કન્યા નહિ જન્મી હોય કે આપ જેવા ગુણવાન પુરુષને પોતાનો પતિ બનાવવા ઇચ્છતી ન હોય? હું એક

રાજકન્યા છું, પોતાનુ હિત અહિત સમજી શકું છું. કદાચ હું ભ્રમિત થઇને હું મ્હારા હૃદયની વાત આપને જણાવતી હોઉં તો મ્હારી ધૃષ્ઠતાની ક્ષમા આપજો."

"સઘળી બાબતોનો વિચાર કરી હું આપને પતિ રૂપમાં વરી ચૂકી છું. મ્હારો આત્મા આપને અપર્ણ કર્યો છે. હે વિભો! આપ સર્વ વ્યાપી અને સામર્થ્યવાન છો. મ્હારી પ્રાર્થના સાંભળીને આપને જેમ યોગ્ય લાગે તે કરશો. હું આપની છું, આપ મ્હારા છો. હવે આપને મ્હારી પ્રાર્થના છે કે જેમ સિંહને શિયાળ બચ્ચું ભરી શકતું નથી તેમ આપ સિંહ છો. તો હું શિશુપાળથી હરાઈ ન જઉં એવી યુક્તિ કરજો. આપના આવવામાં મોડું થવા સંભવ છે. તેથીજ હું આપને પહેલેથી સૂચન કરૂં છું. હવે મ્હારી લાજ રાખવી આપના હાથમાં છે. હે ઇશ્વર! હું આપને પ્રાર્થના કરૂં છું કે જો મ્હેં પૂર્વ જન્મમાં કુવા, વાવ, સરોવર વગેરે ખોદાવ્યાં હોય, દાન, નિયમ, વ્રત, દેવતા, બ્રાહ્મણ અને ગુરુસેવા પૂજનાદિ કાંઇ પુણ્ય સંચહ કર્યું હોય તો આપ પ્રસન્નતા પૂર્વક વરદાન આપો કે શ્રીકૃષ્ણ ભગવાન મ્હારા પતિ થાય. શિશુપાળ અગર બીજો કોઇ રાજા મ્હારો સ્પર્શ કરી શકે નહિ."

"મ્હારા આ સંન્દેશથી આપને શંકા થશે કે જ્યારે મારા પિતા અને બન્ધુઓએ શિશુપાળ સાથે મ્હારૂં લગ્ન કરવાનું નક્કી કર્યું છે ત્યારે મ્હને મેળવવા માટે દુઃખ વેઠવું નકામું છે, પરંતુ હે પ્રભો! એ શંકા બીલકુલ ખોટી છે. હું માનું છું કે મ્હારા પિતા અને ભાઇઓએ મ્હારૂં સ્થૂળ શરીર શિશુપાળને સોંપવાનો નિશ્ચય કર્યો છે પરંતુ તે મ્હારા મનને આપી શકશે નહિ. હું મ્હારા મનથી આપને પતિ બનાવી ચૂકી છું. મ્હારા ઉપર આપનો અધિકાર છે.

વળી હું ક્ષત્રિય રાજકન્યા છું, જે બળમાં ને વીર્યમાં શ્રેષ્ઠ છે તેજ મ્હને મેળવી શકશે."

"આપ કૃપા કરીને મ્હારી પ્રાર્થના સ્વીકારજો. અમુક તિથિએ મ્હારૂં લગ્ન મુહુર્ત નક્કી થઇ ગયું છે આપ તેના પહેલાં અહીં આવી પહોંચજો. કોઈ પણ પ્રકારનો વાંધો પડશે નહિ. જ્યાં આપના આવવાના સમાચાર મળશે કે તુરત હર્ષથી એવી યુક્તિ કરીશ કે પિતા અને ભાઇઓથી ઝઘડો ન થાય. અમારે ત્યાં એવો રિવાજ છે કે લગ્નને પહેલે દિવસે કન્યા પોતાની સખીઓ સાથે કુળદેવીની પૂજા કરવા શહેર બહાર નીકળે છે કારણકે કુળદેવીનું મંદિર શહેરની વસ્તીથી બહાર છે. આપ ત્યાં થોભજો ને હું સખીઓ સાથે પૂજન કરવા બહાર આવું તે વખતે આપ બળપૂર્વક મને રથમાં બેસાડી આપનું કામ સિદ્ધ કરી લેજો. આપના આગળ શિશુપાળ કાંઇ વિસાતમાં નથી. કદાચ તે લોકો પોતાનો બળ પ્રયોગ બતાવે તો આપ આપના અલૌકિક બળથી તેઓનો પરાજય કરજો. મ્હારો ધર્મ બચી જશે. આશા છે કે આપ આ અબળાની પ્રાર્થના સ્વીકારશો. હું આપને દેવાધિદેવ સમજુ છું. હે દીનદયાળુ! આપ આ અબળાની પ્રાર્થના ધ્યાનમાં નહિ લો અને મ્હારા પતિવ્રતની રક્ષા કરવા તૈયાર નહિ થાવ તો મ્હારે આત્મહત્યા કરવી પડશે. આપ વિશ્વાસ રાખજો. હું મ્હારા પ્રાણ જતાં પણ ધર્મનું રક્ષણ કરીશ. હું જાણું છું કે આત્મહત્યા કરવી એ ઘોર પાપ છે તેથી હું ભૂખ તરસ વેઠીને મ્હારો પ્રાણ છોડી દઇશ. મ્હેં આપને મ્હારૂં સર્વ કથન કહી દીધું. આ જન્મ પછીના જન્મમાં પણ આપનું ધ્યાન ધરીને શરીર છોડી દઇશ. જ્યાં સુધી આપ મ્હારા ઉપર દયા નહિ કરો ત્યાં સુધી દરેક જન્મમાં ઉપર લખ્યા પ્રમાણે મ્હારો પ્રાણ છોડીશ. મ્હેં એવો નિશ્ચય કર્યો

છે અને મ્હને આશા છે કે કોઇપણ વખતે આપની દયા થશે."

આપના ચરણની દાસી,

રૂકિમણી

પત્ર લખીને ફરીથી એકવાર વાંચી જોયો અને પછી ચારે બાજુ ચોકસાઇથી નજર ફેરવી લીધી. કારણકે તેને બ્હીક હતી કે કોઇ જોઈ ગયું તો નથી. પત્ર પુરો થઇ ગયા પછી તેને એક પરબીડીયામાં બંધ કરી દીધો ને ઉપર સરનામું લખતી હતી એટલામાં તેની સખી આવી પહોંચી. તેને જોઇ રૂકિમણી બોલી: "બ્હેન! આવી પહોંચી? શું સમાચાર છે? શું તારા પિતાજી ત્યાં જઈ મારે માટે દુઃખ વેઠવા તૈયાર થઇ રહ્યા છે?"

સખી: "રાજકુમારી! પિતાજી શુભ સમાચાર સાંભળીને ઘણા ખુશી થઈ કહેવા લાગ્યા કે તે બ્હાને હું દ્વારકાધિશ શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરવા ભાગ્યશાળી થઇશ. હું રાજકુમારીનો પત્ર પ્રસન્નતાપૂર્વક પહોંચાડીશ અને વિશ્વાસ રાખજો કે તે વાત કોઇને જાણવા દઈશ નહિ."

સખીના કહેવાથી રૂકિમણીને ઘણો હર્ષ થયો. તે બોલી: "આ પત્ર તારા પૂજ્ય પિતાને આપી તેમને મ્હારા પ્રણામ કહી નિવેદન કરજે કે હવે વખત બહુ રહ્યો નથી માટે જેમ બને તેમ જલદી જઈ તેમનેજ પત્ર પહોંચાડવો જોઇએ.

"એ પ્રમાણેજ કરીશ." કહી રાજકુમારીનો પત્ર લઇ સખી પોતાને ઘેર આવી પિતાના હાથમાં પત્ર આપી રૂકિમણીએ જે પ્રમાણે કહ્યું હતું તે મુજબ કહી સંભળાવ્યું. તેની વાત સાંભળી બ્રાહ્મણ બોલ્યો: "બેટા! તું રાજકુમારીને વિશ્વાસ રાખ ... સાવધાની પૂર્વક પત્ર દ્વારકાધિશના હાથમાં જ આપીશ અને હું પણ

તેની બધી વાતો કહી પ્રાર્થના કરીશ. આશા છે કે તે રૂકિમણીની ઇચ્છા પૂર્ણ કરશે. ઠીક હું જાઉં છું પરંતુ યાદ રાખજે કે આ ગુપ્ત વાત કોઇના જાણવામાં ના આવે નહિતો મ્હોટો ઝઘડો થશે." એવું કહી બ્રાહ્મણ દેવતા ચાલી નીકળ્યા.

( ૬ )

ભગવાન શ્રીકૃષ્ણે સમુદ્રમાં દ્વારકાનગરી બનાવી ત્યાંજ પોતાની રાજધાની બનાવી હતી. તે નગરીની શોભા સ્વર્ગ કરતાં કોઇ રીતે ઓછી ન હતી. કારણકે ભગવાન શ્રીકૃષ્ણ પોતેજ ત્યાં નિવાસ કરતા હતા. એક રીતે કહીએ તો તે નગરી સ્વર્ગ કરતાં પણ વધારે સમૃ-દ્ધિવાન હતી કારણકે તે નગરી ભગવાન શ્રીકૃષ્ણની લીલાભૂમી હતી. ભગવાનનો ગોલોક તેમના વગર સૂનો પડ્યો હતો. એ નગરીની સંપત્તિ એટલી બધી હતી કે સંસારમાં તેના જેવું બીજું કોઈ નગર ન હતું. એ નગરીનું વર્ણન અમારાથી થઇ શકે એમ નથી.

ભગવાન શ્રીકૃષ્ણ બધાની વચમાં રત્નના સિંહાસન ઉપર બિરાજી પોતાના રાજકારભારીઓ સાથે રાજ્ય કાર્ય સંબંધી વિચારો કરી રહ્યા હતા. એજ સમયે દ્વારપાળે આવી બે હાથ જોડી કહ્યું કે ભગ-વાન ! કુંદનપુરથી એક બ્રાહ્મણદેવતા પધાર્યો છે. કૃષ્ણ ભગવાને કહ્યું કેઃ તે બ્રાહ્મણને માનપૂર્વક અહીં તેડી લાવો.

દ્વારપાળ ઉતાવળે પગલે બ્રાહ્મણની પાસે ગયો અને માનપૂર્વક રાજ સભામાં તેને તેડી લાવ્યો. બ્રાહ્મણદેવ સભામાં પહોંચ્યા એટલે તુરતજ કૃષ્ણભગવાન આસન ઉપરથી ઉભા થયા. તેમના ઉભા થવાથી આખી સભા ઉભી થઈ અને શ્રદ્ધાપૂર્વક અને નમ્રતાથી પ્રણામ કર્યા. કૃષ્ણભગવાને માનપૂર્વક બ્રાહ્મણ દેવતાને આસન ઉપર બેસાડી તેમનું પૂજન કર્યું. પોતાનું સન્માન થતું જોઇ મનમાં ને મનમાં લજ્જા

પામ્યા. કૃષ્ણભગવાન ત્રણલોકના માલીક હોવાથી એક બ્રાહ્મણને માન આપવું અસંભવિત ન હતું. આજકાલના રાજાઓ બ્રાહ્મણને પાસે આવતો જોઈ રોફમાં ને રોફમાં પોતાના સિંહાસન પર બેસી રહે છે અને તેમને માન આપતા નથી. પરંતુ આજના જેવો જમાનો તે વખતે ન હતો. બ્રાહ્મણનું સન્માન એ તે વખતે રાજાનો ધર્મ સમજવામાં આવતો હતો. કૃષ્ણભગવાને રાજાને કુશળ સમાચાર પૂછ્યા પછી વિશ્રાન્તિ લેવા માટે એક સુંદર બગીચામાં મોકલી દીધા. તેમને જમવા માટે સારો બંદોબસ્ત કર્યો. એ જોઇ બ્રાહ્મણદેવ ઘણા પ્રસન્ન થયા. આજના જેવો આદરસત્કાર, ઉત્તમ પ્રકારનાં ભોજન, અને સુંદર વસ્ત્રો ઉપરાન્ત રહેવા માટેનું સ્થાન તેને કદિ મળ્યું ન હતું તેમણે મનમાં ને મનમાં ભગવાનની પ્રશંસા કરી અને ભોજન કર્યા પછી વિશ્રાન્તિ લેવા માટે પલંગ ઉપર સુઇ ગયા. રસ્તે ચાલતાં થાક લાગવાથી તેમને સુરતી આવી હતી, તેથી પલંગ પર સુતાંજ નિદ્રા આવી ગઈ.

ભગવાને પણ ભોજન કરી વિશ્રાન્તિ લીધી તે પછી બ્રાહ્મણ-દેવતાના દર્શન કરવા ગયા. અત્યાર સુધી બ્રાહ્મણદેવતા નિદ્રામાંથી જાગ્યા ન હતા. ઉંઘમાં સુતેલાને જગાડવાનું ઠીક નહિ લાગ્યાથી કૃષ્ણભગવાન તેમના પગ પાસે બેસી પગ દબાવા લાગ્યા. ધીમ ધીમે પગ દબાવવાથી બ્રાહ્મણદેવતાની આંખ ઉઘડી ગઇ. પોતાના પગ આગળ ભગવાનને બેઠેલા જોઇ બ્રાહ્મણને બહુ શરમ આવી. તે ગભરાતા ઉઠી બેઠા થયા. ઠંડા સુવાસિત જળવડે હાથ મ્હોં ધોઇ ભગવાનની પાસે બેઠા.

કૃષ્ણ ભગવાને નમ્રતાપૂર્વક પૂછ્યું કે: "મહારાજ! આપને કંઇ અડચણ તો નથી પડી? આપના નગરમાં બ્રાહ્મણો નિર્વિઘ્ને નિવાસ

કરી શકે છે? બધા બ્રાહ્મણોમાં સંપ ને સંતોશ તો છે કે? સંતોષી બ્રાહ્મણને હું વિશેષ ચાહું છું. આપના રાજા ખુશીમાં તો છે ને? સર્વ પ્રજાજનો સુખીમાં તો હશે. પ્રજામાં સંપ છે કે નહિ? રાજા ઉપર પ્રજાની ભક્તિ છે કે નહિ?"

ભગવાન શ્રીકૃષ્ણના સર્વ પ્રશ્નોના ઉત્તર બ્રાહ્મણે પ્રેમપૂર્વક આપ્યા. તે પછી ભગવાને તેમને દ્વારકા આવવાનું કારણ પૂછ્યું.

બ્રાહ્મણે વિનયપૂર્વક ઉત્તર દઇ રૂકિમણીનો સંદેશો કહી સંભળાવ્યો અને તેમનો લખેલો એક પત્ર ભગવાનના હાથમાં મૂક્યો.

કૃષ્ણભગવાને ઘણી આતુરતાપૂર્વક રૂકિમણીનો પત્ર ઉઘાડયો અને વાંચ્યો. ભગવતિ રૂકિમણીનો પત્ર વાંચી ભગવાન શ્રીકૃષ્ણના હૃદયમાં ઘણી દયા ઉત્પન્ન થઇ. પત્રમાં લખાએલી હકીકત ઉપર તેમણે ઘણો વિચાર કર્યો. વિચાર કર્યા પછી બ્રાહ્મણદેવને કહ્યું કેઃ મહારાજ! આપ આપના નગરમાં જાઓ. હું વખતસર ત્યાં આવી પહોંચીશ. રાજકુમારીનું કહેવું મને કબુલ છે. તમે તેમને ધૈર્ય આપજો. વખતસર હું જરૂર આવીશ. મહારાજા ભીષ્મે પણ મને લગ્ન સમયે ત્યાં આવવા આમંત્રણ કર્યું છે."

રૂકિમણીની આશા પૂર્ણ થવાનો સંભવ જાણી બ્રાહ્મણના હૃદયમાં ઘણો આનંદ થયો. કૃષ્ણભગવાને બ્રાહ્મણને સારી દક્ષિણા આપી વિદાય કર્યો. વિવાહને ત્રણ દિવસ બાકી રહ્યા એટલે રૂકિમણીએ ફરીથી બ્રાહ્મણને દ્વારકાં મોકલ્યો અને કહાવ્યું કેઃ હવે સમય નજીક આવ્યો છે. માટે હવે આપ મારી સાથેજ પધારો.

કૃષ્ણભગવાનની આજ્ઞા મળતાંજ સારથીએ રથ તયાર કર્યો. કૃષ્ણભગવાને પોતાની સેના ને સામંતો સાથે કુન્દનપુર તરફ પ્રયાણ કર્યું.

---

# રૂકિમણી હરણ.

## ( ૭ )

કુન્દનપુરના મહારાજા ભીષ્મકે પોતાની કન્યાના લગ્ન પ્રસંગે નગરને સારી પેઠે શણગાર્યું હતું. નગરના નાનામાં નાનાં મકાનો સુદ્ધાં શણગારીને સુંદર બનાવ્યાં હતાં. નગરનાં સર્વ સ્ત્રી પુરુષો સુંદર વસ્ત્રાભુષણોથી સુસજ્જિત થયાં હતાં. તેમના ગળામાં સુગંધિત ફુલોની માળાઓ શોભી રહી હતી. રાજા ભીષ્મકે વિધિ પ્રમાણે દેવ અને પિતૃઓની પુજા કરી બ્રાહ્મણ ભોજન કરાવ્યું. બ્રાહ્મણો સ્વસ્તિ વાચન કરવા લાગ્યા. નગરના ન્હાના મોટા રસ્તાઓ સાફસુફ કરાવી સુગંધિત જળનો છંટકાવ કર્યો. પ્રત્યેક મકાનોને મંગળ સૂચક આસોપાલવનાં તોરણો વડે શણગારવામાં આવ્યાં, મકાનોના ઉપર ધજા પતાકા તથા સુવર્ણ કળશો શોભવા લાગ્યા. દેશપરદેશના રાજાઓને આમંત્રણ કરેલાં હોવાથી તેમને રહેવા માટે ઉત્તમ પ્રકારના મહાલયો તૈયાર કરાવ્યાં હતાં. ચેદીના મહાજા શિશુપાળને ઉતરવા માટે રાજમહાલયની નજીકમાંજ મણિમુક્તાની કારીગરીથી તૈયાર કરેલો મહાલય સુંદરતાનો નમુનો હતો. જોત જોતામાં લગ્નની તિથિ નજીક આવી પહોંચી. સર્વ રાજા મહારાજાઓ પોતાની સેના અને સામંતો સાથે લગ્નને આગલે દિવસે કુન્દનપુરમાં આવી પહોંચ્યા. મહારાજા શિશુપાળના પક્ષના શાલ્વ, જરાસંઘ, દંતવક્ર, વિદૂરથ આદિ રાજાઓ પણ ભીષ્મકની રાજધાનીમાં આવી હાજર થયા. યુવરાજ રૂકમીએ તે સર્વનો આદર સત્કાર કરી તેમને જુદા જુદા મહાલયમાં ઉતારો આપ્યો. તેમની સાથે તેમની સેના અને સામંતોને પણ સારાં મકાનોમાં રાખી તેમની સેવાને માટે ઉત્તમ પ્રકારનો બંદોબસ્ત કર્યો. તેમને

જે જે વસ્તુની આવશ્યકતા જણાતી તે તે વસ્તુઓ તુરતજ તેમને આપવામાં આવતી. એવી સુંદર વ્યવસ્થા રાખવામાં આવી હતી કે કોઇને કોઈપણ વસ્તુની આવશ્યકતા જણાતી નહિ. રાજા ભીષ્મકનો આ બંદોબસ્ત પ્રશંસનીય હતો. મહારાજા શિશુપાળ પોતાના લશ્કર અને સામંતો સહિત વખતસર ત્યાં આવી પહોંચ્યા. તેમના સ્વાગતની મણા રહી નહિ. હાથી અને ઘોડાઓ સાથે રાજા ભીષ્મકે મ્હોટી રાજસ્વારી કાઢી તેમને સામા જઈ તેડી લઇ આવ્યા અને ભારે આદર સત્કાર સાથે એક સુંદર મહાલયમાં ઉતારો આપ્યો.

આજે લગ્નનો દિવસ હતો. હજી સુધી ભગવાન શ્રીકૃષ્ણની સ્વારી આવી નહોતી એ જોઈ રૂકિમણીની સખી અધીરી બની ગઇ. તેનો પિતા પણ આવ્યો નહતો તેથી તે થોડી થોડી વારે ઘરની બહાર જતી અને પાછી ઘરમાં આવતી અને પોતાના પિતાની વાટ જોયા કરતી હતી.

તેની એવી સ્થીતિ હતી ત્યારે તેની બ્હેનપણી રૂકિમણીની કેવી સ્થીતિ હશે તેનું સહેલાઇથી અનુમાન થઇ શકે છે. ઘણા દિવસથી તેને નિન્દ્રા આવતી નહોતી. આમતેમ પાસાં બદલી બદલીને તેણે રાત ગાળી હતી. આજે રાતે તેની અવસ્થા જુદા પ્રકારની હતી. તે કોઈ વખત પલંગ ઉપર પડી રહેતી તો કોઈ વખત ઉઠીને ઓરડામાં ટહેલતી. આ પ્રમાણે આખી રાત વીતી. સવારમાં ઉઠીને પોતાની બ્હેનપણીને બોલાવી અને પોતાના ઓરડામાં લઇ જઇ કહ્યું કે: “ બ્હેન ! ઘડીઓ ગણતાં ગણતાં આટલો બધો વખત ચાલ્યો ગયો પરંતુ અત્યાર સુધી તમારા પિતા અથવા પતિ દેવ એ બેમાંથી કોઇ આવ્યું નહિ. મ્હેં સાંભળ્યું છે કે કેટલાક રાજાઓ આવી પહોંચ્યા છે અને રાજા શિશુપાલ પણ વરરાજા બનીને પોતાની

સેના તથા સામંતો સહિત આવી પહોંચ્યા છે. હવે ભગવાન શ્રીકૃ-ષ્ણની આશા જણાતી નથી. મ્હને પહેલાં તો ઘણી આશા હતી પરંતુ હવે શું કરૂં. હવે મ્હને કોઇ ઉપાય જણાતો નથી. ઇષ્ટ દેવીની પુજાનો સમય પણ નજીક આવ્યો છે. જો તે પહેલાં પતિદેવ નહિ પધારે તો મ્હારે આત્મહત્યા કર્યા સિવાય બીજો કોઇ ઉપાય નથી. એ સિવાય મ્હારી ધર્મરક્ષા થઇ શકશે નહિ. શું ભગવાનની એવીજ ઇચ્છા હશે ? શું મ્હારે આત્મહત્યાનું પાપ લેવુંજ પડશે ? શિશુપા-ળને તો હું કદી પણ નહિજ પરણું. પતિદેવ ! આપ કયાં છુપાઇ ગયા છો. શું સિંહણને શિયાળ લઇ જશે ? હે કમળા પતિ ! શું આપે કાંઇ મ્હારામાં દુર્ગુણ જોયો તેથીજ આપ મ્હને તરછોડો છો ? " એટલું કહેતાં કહેતાં રાજકુમારીના બન્ને નેત્રમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેને આ પ્રમાણે ટળવળતી જોઈ તેની બ્હેનપણી તેને શિખામણ આપવા લાગી. " બ્હેન ! તમે અધીરાં ન થાવ. હજી પણ સમય છે. મ્હારો આત્મા મ્હને કહે છે કે ભગવાન શ્રીકૃષ્ણ જરૂર તમારી પ્રાર્થના સાંભળશે. હવે તેઓ આપણા નગર નજીક આવી પહોંચ્યા હશે. ખાતરી રાખજો કે તમારા ધર્મનું રક્ષણ અવશ્ય થશે." બ્હેનપણીની વાત પુરી થઇ તેજ ક્ષણે રૂક્મિણીનો ડાબો હાથ ફરકવા લાગ્યો. આ શુભ શુકનથી રાજકુમારીનું મન શાંત થયું. બન્ને બ્હેનપણીઓ ત્યાં બેઠી બેઠી વાર્તાલાપ કરતી હતી એટલામાં તેનો પિતા તેને શોધતો ત્યાં આવી પહોંચ્યો. તેણે રૂક્મિણીજીને શ્રી કૃષ્ણજીનો સંદેશો કહી સંભળાવ્યો. તેણે એમ પણ કહ્યું કે કૃષ્ણ ભગવાન કુન્દનપુરમાં આવી પહોંચ્યા છે. એ સાંભળી રૂક્મિણીનું હૃદય હર્ષથી પ્રફુલ્લિત થઇ ઉઠયું. તેણે બ્રાહ્મણને વારંવાર પ્રણામ કર્યાં. બ્રાહ્મણને માટે ભોજનાદિ વગેરેનો પ્રબંધ કર્યો.

ભગવાન શ્રી કૃષ્ણ પોતાના બંધુ બળરામજી સાથે કુન્દનપુરમાં આવી પહોંચ્યા. એ સમાચાર સાંભળી રાજા ભીષ્મકને ઘણો આનંદ થયો અને તેમનો ઘણો આદર સત્કાર કર્યો. તેમની સાથે આવેલા યાદવોનો યોગ્ય સત્કાર કર્યો અને તે સર્વને રહેવા માટે ઉતરવાનો ઉત્તમ બંદોબસ્ત કર્યો. ભગવાન શ્રીકૃષ્ણના આવવાના સમાચાર સાંભળી નગર નિવાસી સ્ત્રીપુરુષો તેમની મનોહર મૂર્તિનાં દર્શન કરવા માટે તૂટી પડવા લાગ્યા. તેમની સુંદર મૂર્તિ અને કોમળ કાંતિ જોઇ સર્વે કહેવા લાગ્યાં કે રાજકુમારીને યોગ્ય તો આજ વર છે. "અહા! કેવી અનુપમ સુંદર મૂર્તિ છે! અહા! કેવાં મનોહર નેત્રો છે અહા! કેવું સુંદર મુખ છે! કેવું સુંદર ભવ્ય કપાળ છે!" સર્વે ભગવાનના સ્વરૂપની પ્રશંસા કરી રહ્યાં હતાં. શ્રી કૃષ્ણના દુશ્મન રાજાઓને આ ખબર મળતાંજ તેઓ દીલગીરીના દરીયામાં ડૂબી ગયા! એટલે સુધી કે યુવરાજ રૂકમીને પણ ઘણી દીલગીરી થઈ! તેણે નિમંત્રણ કરેલું હોવાથી તેમના આદર સત્કારમાં મણા રાખી નહોતી; પરંતુ તેને મનમાં ભય લાગતો હતો કે તેમના આવવાથી વખતે ક્યાંઇ વિઘ્ન થાય તેથી તેના મનમાં ઉદાસી છવાઇ ગઇ.

ભગવાન શ્રીકૃષ્ણના આવવાથી રાજકુમારી રૂકિમણીની ચિંતા દૂર થઇ ગઇ. તેને ખાત્રી થઇ કે ત્રિલોકના નાથ દિન બંધુ અવશ્ય મ્હારા ધર્મનું રક્ષણ કરશે.

જોતજોતામાં દેવી પૂજાનો સમય આવી પહોંચ્યો. મહારાણીએ રાજકુમારીને દેવીની પૂજા કરી આવવાની આજ્ઞા ફરમાવી. સુંદર વસ્ત્રાલંકારથી સુસજ્જિત થઇ રૂકિમણી પોતાની સખીઓ સાથે દેવી પુજા માટે મંદિર તરફ ગઇ. શંખ, ભેરી, મૃદંગ વગેરે મનોહર વાજીંત્રો વાગવા લાગ્યાં. બ્રાહ્મણ સ્ત્રીઓ મંગળગાન ગાતી દેવ મંદિર

તરફ ચાલવા લાગી. આ સમયનો દેખાવ ઘણો મનોહારક હતો. રાજકુમારીની આગળ પાછળ સખી સાહેલીઓ અને જોનારાઓની ચારે ઠઠ જામી હતી. રાજકુમારીની અનુપમ સુંદરતા જોઇ સર્વે તેની પ્રશંસા કરવા લાગ્યા. રાજકુમારી દેવ મંદિરમાં પહોંચી. ત્યાં તેમણે હાથપગ ધોઇ વિધિ પ્રમાણે પૂજન કરવા માંડયું. સઘળી બ્રાહ્મણ-સ્ત્રીઓએ વિધિ પ્રમાણે તેમને શંકર પાર્વતીની પૂજા કરાવી. નૈવેદ્ય આરતિ વિગેરે કરી રાજકુમારીએ આંખો બંધ કરી પાર્વતીજીનું ધ્યાન ધર્યું. તેમણે મનમાંજ કહ્યું કે: "હે મંગળમયિ અંબા! હું તમને તથા તમારા પુત્ર ગણેશને પ્રણામ કરૂં છું. તમે મ્હારા ઉપર એવી કૃપા કરો કે જેથી ભગવાન શ્રી કૃષ્ણ મ્હારા પતિદેવ થાય."

આ પ્રમાણે પ્રાર્થના પૂર્વક ધ્યાન કર્યા પછી રાજકુમારીએ ફરીથી પાર્વતીજીને પ્રણામ કર્યા. બ્રાહ્મણ સ્ત્રીઓએ રાજ કુમારીને મનઃકામના સિધ્ધ થવા માટે આશીર્વાદ દીધા અને પ્રસાદ આપ્યા પછી રૂકિમણીને ઘેર આવવાનો આગ્રહ કર્યો. રાજકુમારીએ દાસીઓને ખભે હાથ મૂકી મંદિર બહાર ચાલવા માંડયું. રૂકિમણી સુંદરતાની મૂર્તિ તો હતીજ પરંતુ આજે તેના સૌંદર્યમાં કાંઇક વિશેષતા જણાતી હતી. તેની મોહિની મૂર્તિ જોઇ ભલભલા પુરુષોનું મન ચળાયમાન થઇ જતું હતું. તેના કાનમાં લટકતાં મણિ મુક્તાના કુંડલોના તેજથી તેના મુખચંદ્રની શોભા અપૂર્વ જણાતી હતી. દેવકન્યા જેવી મનોહર મૂર્તિ, નાગણનાં જેવી વેણી, મધૂર હાસ્ય, હંસના જેવી ચાલ એ સર્વે જોનારના મનને મોહ પમાડતાં હતાં. રૂકિમણીના સૌંદર્યની પ્રશંસા સર્વે પહેલાંથી સાંભળી ચૂક્યાં હતાં. આજે તેમણે તેનાં દિવ્ય દર્શન કર્યાથી સર્વે કૃતાર્થ થયા. તે સર્વેના મુખમાંથી રાજકુમારીની પ્રશંસા થવા લાગી. રાજકુમારી રૂકિમણી ઉત્સુક્તાપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણને શોધવા લાગી.

ભગવાન શ્રીકૃષ્ણ પોતાના રથ ઉપર સ્વાર થઇ તેજ સમયે ત્યાં પહોંચી ગયા અને લોકોને દૂર ખસેડી ઉતાવળે આગળ વધ્યા. ત્યાં જતાંજ રૂકિમણીનો હાથ પકડી તેને પોતાના રથ ઉપર ચઢાવી દીધી અને પોતાની પાસે બેસાડી રથ આગળ ચલાવ્યો. આ સમયે તે બન્ને લક્ષ્મિનારાયણની પેઠે શોભવા લાગ્યાં. કૃષ્ણભગવાનના વીર સૈનિકો આનંદ ભરેલે ચિત્તે તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. રૂકિમણીનું હરણ થવાની વાત તુરતજ વીજળી વેગે નગરમાં ફેલાઇ ગઇ. શિશુપાળ અને તેના પક્ષના રાજા વગેરે અતિશય ક્રોધે ભરાયા. રાજકુમાર રૂકમીને પણ અતિશય ક્રોધ ચઢ્યો. પકડો ! પકડો ! અને મારો ! મારો ! ના શબ્દો ચારે દિશામાં સંભળાવા લાગ્યા. શિશુપાળે પોતાના વીર સૈનિકોને કહ્યું કે "કૃષ્ણનું આવું દુષ્કૃત્ય મ્હારાથી સહન થતું નથી. આવો નાલાયક માણસ મ્હારી પત્નિનું હરણ કરી જાય તે હું સહન કરી શકતો નથી. તમે સર્વે તે ચોરને તુરત પકડી મ્હારી પાસે હાજર કરો અથવા તેને તેના પાપ કર્મનું ફળ ચખાડો." ચેદી નરેશની આજ્ઞા સાંભળતાંજ તેમના વીર સૈનિકો અને મિત્ર રાજાઓ અસ્ત્ર શસ્ત્ર લઇને શ્રીકૃષ્ણની પાછળ દોડયા. રાજકુમાર રૂકમી પણ પોતાનું સૈન્ય લઇને તેમની પાછળ દોડયો. શ્રીકૃષ્ણ અને તેમની સાથેના યાદવોએ પોતાની પાછળ તુમુલ નાદ કરતી શત્રુસેના આવતી જોઇ તે જાણે સમુદ્ર ઉલટયો ન હોય ? શત્રુઓની બૂમો સાંભળી સર્વે પાછા વળ્યા. ભગવાન શ્રીકૃષ્ણે પણ પોતાનો રથ અટકાવ્યો. જોત જોતામાં બન્ને લશ્કરો વરસાદની પેઠે બાણો ફેંકવા લાગ્યાં. બાણના વરસાદથી રણ સ્થળ અંધકારમય થઇ ગયું. હાથી ઘોડાની લાશ સાથે વીર પુરુષોનાં ધડ નાચતાં નાચતાં પૃથ્વિ પર પડવા લાગ્યાં. આ વખતે ઘણી ભયંકર સ્થીતિ થઇ પડી. બાણોના વરસાદથી પતિ-

દેવનો રથ ઘેરાયલો જોઇ રૂકિમણી લજ્જા પામી વિહ્‌વળતાથી ભગ-વાનની સામે જોવા લાગી. તેમને વિહ્‌વળ જોઇ કૃષ્ણ ભગવાને કહ્યું કે “ પ્રિયે! બ્હીશો નહિ. શાંત ચિત્તે આ રણયુદ્ધ જુઓ. થોડી-વારમાંજ અમારા વીર યાદવો શત્રુના તમામ લશ્કરને ઉડાવી દેશે.” ભગવાન કૃષ્ણનું આ કથન સાંભળી રૂકિમણી શાંત ચિત્તે રણસંગ્રામ જોવા લાગી. થોડા સમયમાંજ વીર પુરુષોની લાશો વડે રણમેદાન ભરાઇ ગયું. લોહીની નદીયો વહેવા લાગી. હાથી અને ઘોડાઓના મરેલાં શરીર ઉંચી ઉંચી ટેકરીઓની પેઠે જણાવા લાગ્યાં. શિશુપાળ અને રૂકમીના ભલભલા વીર પુરુષો યાદવોના મારથી રણક્ષેત્રમાં મરાયા. યાદવોના તિક્ષ્ણ બાણોનો આઘાત નહિ સહન થવાથી દુશ્મનોના અનેક વીર પુરુષો પીઠ બતાવી રણભૂમિમાંથી ન્હાસી ગયા. જોત જોતામાં શિશુપાળના પક્ષવાળાઓનાં પગલાં ઉખડી ગયાં. જરાસંઘ વિગેરે જીવ લઇને નાઠા. દુશ્મનના લશ્કરે પીઠ બતાવેલી જોઈ ભગવાન શ્રી કૃષ્ણે વિજય શંખ વગાડયો તે સાંભળી દુશ્મનોનું હૃદય કંપી ઉઠયું. જ-રાસંઘ વગેરે વીર પુરુષો શિશુપાળની પાસે જઇ બોલ્યા કે મહારાજ ભગવાનની લીલાનો પાર જણાતો નથી. તેની ઇચ્છા પ્રમાણે સમયની ગતિ બદલાય છે અને તેની ઇચ્છા પ્રમાણેજ મનુષ્યનાં ભાગ્ય ચક્ર પણ બદલાય છે. જેમ દિવસ પછી રાત્રી આવે છે એજ પ્રમાણે મનુષ્યોનાં પણ સારા માઠા દિવસો આવે છે. સારા દિવસનું સારૂં ફળ અને નઠારા દિવસનું નઠારૂં ફળ મળે એવો પ્રકૃતિનો નિયમ છે. જે કૃષ્ણને રણમાં હરાવી મ્હેં ભારત વર્ષમાંથી બહાર કાઢી મૂકયો અને જે મ્હારા ભયથી સમુદ્રના ગર્ભમાં જઇ નિવાસ કરે છે તેના મુઠી ભર લશ્કરે આજે આપણા અસંખ્ય લશ્કરનો પરાજય કર્યો. તેની જીત જીત આપણી હાર થઇ આપણા અનેક વીર

રણમાં સૂતા એથી માલમ પડે છે કે તેના દિવસો સારા છે અને આપણા નઠારા છે. તેથી આ સમયે તેની સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી. એક યુવતિને માટે આપણી તમામ શક્તિ નષ્ટ કરવી યોગ્ય નથી. બીજા કોઇ સમયે આપણે બદલો લઇશું."

આ પ્રમાણે જરાસંઘે સમજાવ્યાથી શિશુપાળ પોતાનું લશ્કર લઇ પોતાની રાજધાનીમાં ચાલ્યો ગયો. તેના મિત્ર રાજાઓ પણ પોતપોતાને નગર પાછા ચાલ્યા ગયા. ભગવાન શ્રી કૃષ્ણે પણ દુશ્મનોને ન્હાસતા જોઇ પોતાનો રથ દ્વારકાં તરફ ચલાવ્યો. રાજકુમાર રૂકમી એ અપમાન સહન કરી શકયો નહિ. બીજા રાજાઓ હારી જવા છતાં પણ તેનો ક્રોધ શાંત થયો નહિ. તેણે તરતજ એક અક્ષૌણી સૈન્ય તૈયાર કર્યું અને અસ્ત્રશસ્ત્ર સહિત રથ પર સ્વાર થઇ ભગવાન શ્રી કૃષ્ણ તરફ વળ્યો. પિતાએ ના કહેવા છતાં પણ તે રોકાયો નહિ. જતી વખતે તેણે પ્રતિજ્ઞા લીધી કે કૃષ્ણ જેવા એક ગોપ બાળકની દુષ્ટતા હું સહન કરી શકતો નથી. એ દુષ્ટ પાપાત્માને જ્યાં સુધી શિક્ષા નહિ કરૂં ત્યાંસુધી મ્હને શાંતિ વળશે નહિ. હું તેના હાથમાંથી મ્હારી બ્હેનને જલદી છોડાવી લાવીશ. જો મ્હારી મનઃકામના સિધ્ધ નહિ થાય તો હું ઘેર પાછો ફરીશ નહિ.

રૂકમીએ લશ્કર સાથે કૃષ્ણ ભગવાનનો પીછો પકડયો અને પકડો! મારો! ના અવાજ કરવા લાગ્યો. કૃષ્ણ ભગવાને તેનો અવાજ સાંભળ્યો એટલે તેમણે પોતાનો રથ અટકાવ્યો અને યાદવ વીરોને પણ થોભાવ્યા. થોડીવારમાંજ રાજકુમાર રૂકમીની સેના આવી પહોંચી. બન્ને લશ્કરો સામસામાં થયાં. બાણોનો વરસાદ વરસવા લાગ્યો. પોતાનો રથ કૃષ્ણ ભગવાનના રથની પાસે લઈ જઇ રાજકુમાર રૂકમીએ કહ્યું કેઃ " હે યદુ કુળ કલંક! યજ્ઞ ભાગનો અધિ-

કારી નહિ હોવા છતાં પણ કાગડો છાનોમાનો તેમાં ચાંચ મારી પ્રસાદ ગ્રહણ કરે છે તેજ પ્રમાણે તમે અમારા જેવા સિંહ સાથે પ્રયત્ન કર્યો છે. હે દુષ્ટ તું ક્યાં ન્હાસી જાય છે? હમણાંજ તને તારી કરણીનું ફળ ચખાડું છું. સબુર કર—હું આજે તારો ગર્વ ઉતારી નાખીશ. આજ તને તારા છળ પ્રપંચનો બદલો આપીશ. જો તને તારો જીવ વહાલો હોય તો જરા પણ ઢીલ વગર રૂક્મિણીને રથમાંથી નીચે ઉતારી તારા પાપનો પશ્ચાતાપ કર નહિ તો આજે તારા પ્રાણ જશે. આજે હું તને મ્હારી વીરતાનો પરિચય બતાવીશ. હે કુળ કલંક આવાં નીચ કર્મ કરતાં તને શરમ નથી આવતી. નરાધમ! ચોરની પેઠે ન્હાસી જવાથી તારો જીવ બચશે નહિ."

રૂકમીના આ શબ્દો સાંભળી ભગવાન કૃષ્ણે હસતાં હસતાં ધનુષ્ય પર બાણ ચઢાવ્યું અને ત્વરાથી રૂકમીના હાથનું બાણ અને તેના રથનો ઘોડો પણ વીંધી નાખ્યો. તે જમીન પર પડયો. રૂકમી તરતજ બીજા રથ પર સ્વાર થયો અને બીજું બાણ લઇ ફેંકવાનો લાગ જોતો હતો એટલામાંજ ભગવાન કૃષ્ણે તે ધનુષ્યને પણ કાપી નાખ્યું અને બીજાં કેટલાંક બાણ મારી તેના શરીરને અનેક ઘા કર્યા. રૂકમીએ ત્રીજું ધનુષ્ય લીધું. ભગવાને તુરતજ તેને પણ કાપી નાખ્યું. આ પ્રમાણે રૂકમીએ જેટલાં બાણ લીધાં તેને ભગવાને તુરતજ કાપી નાખ્યાં. અનેક બાણ કાપી નાખ્યાથી તે ઘણો ગુસ્સે થયો અને હાથમાં તલવાર લઇ રથમાંથી કૂદી પડી કૃષ્ણ ભગવાનને મારવા દોડયો. આ વખતે પણ ભગવાને તેની તલવાર કાપી નાખી અને તુરતજ પોતાની કટાર વડે તેને ઉડાવી દેવાની તૈયારી કરી. ભગવાનને હાથે પોતાના ભાઇનો મરણ થવાનો સમય જોઇ રાજકુમારી રૂકમણી વિહ્વળ થઇ પતિ દેવના ચરણ ધારણ કરી પ્રાર્થના

કરવા લાગી. સત્ય છે કે સ્ત્રીઓ પોતાના ભાઇનું અહિત જોઇ શકતી નથી. પછી ગમે તો તેનો ભાઇ તેનો શત્રુ હોય તોએ શું! રૂકિમણીએ ભગવાનને કહ્યું: "હે પ્રાણેશ્વર! મ્હારા ભાઈને પ્રાણદાન આપો. આપ દિનબંધુ છો તમે અશરણ શરણ છો. તમે ક્રોધ શાન્ત કરો અને મ્હારા ભાઈને ક્ષમા કરો."

રૂકિમણીજીની પ્રાર્થના સાંભળી ભગવાન શ્રી કૃષ્ણે રાજકુમાર રૂકમીના પ્રાણ લીધા નહિ પરંતુ તેને મજબૂત દોરડાં વડે સખત બાંધી લીધો અને તેની એક તરફની દાઢી મૂછ મુડાવી તેને કદ્રુપો બનાવી છોડી મૂકયો. યાદવ સેનાએ દુશ્મનના લશ્કરને સખત રીતે માર મારી હરાવી નસાડી મૂકયું. ભલભલા રણ શૂરવીર યોધ્ધાઓ રણમાં પડયા! ભગવાન બળરામ શ્રી કૃષ્ણના રથ પાસે આવ્યા તેમની દ્રષ્ટિ રૂકમી પર પડી. તેની કદ્રુપી દશા જોઇ તેમને ઘણી દયા આવી. તેમણે પોતાને હાથે રૂકમીને બંધન મુકત કર્યો અને કૃષ્ણ ભગવાનને કહ્યું કે: " બન્ધુ! તમે આ અનુચિત કાર્ય કર્યું છે. રાજકુમાર રૂકમીની દાઢી મૂછ મુંડાવ્યા પછી તેને બાંધી રાખવો એ આપણા વંશના નિયમથી વિરૂધ્ધ છે." પછી તેમણે રૂકિમણીને કહ્યું કે:—" સાધ્વી! તમારો ભાઇ રૂકમી ઘણો અન્યાયી છે. તે લોકોને ઘણું દુ:ખ દે છે, નિર્દોષ પ્રજા તેના અત્યાચારનો શિકાર થાય છે તેથી એવા પુરુષનું કલ્યાણ કરવું એ તમારી ભૂલ છે કારણ કે એવા માણસોને હાથે પ્રજા જનોને કષ્ટ થાય છે. જેને હાથે પ્રજાને કષ્ટ પહોંચે તેનું સ્વપ્ને પણ ભલું ન કરવું જોઇએ. તે પછી પોતાનો પુત્ર હોય તોપણ શું થયું. રાજ કુમાર રૂકમીની હઠથી આજે આ રણભૂમિમાં લોહીની નદીયો વહે છે. અનેક નિરઅપરાધી માણસોના પ્રાણ ગયા છે. મ્હારૂં અને તમારૂં એવો ભેદ રાખવો એ અજ્ઞાનતાનું કારણ છે.

મોહ અને માયાને વશીભૂત થઈ મનુષ્ય પોતાનું અને પારકું સમજ્યા કરે છે. સાચું કહીએ તો કોઇ પોતાનું કે પારકું નથી. ન્હાના મ્હોટા અને ઉંચ નીચ બધામાંજ તે પરમાત્માના અંશ રૂપી પવિત્ર આત્મા છે."

બળદેવજીએ આ પ્રમાણે સમજાવવાથી રૂક્મિણીની મોહ નિન્દ્રા તૂટી ગઇ.

ભગવાન બળદેવજીએ રૂકમીને બંધન મુક્ત કર્યો ખરો પરંતુ તે કુન્દનપુર ગયો નહિ. તેની સેના નષ્ટ ભ્રષ્ટ થઇ ગઇ હતી. તેણે જતી વખત પ્રતિજ્ઞા કરી હતી કે જ્યાંસુધી શ્રીકૃષ્ણના હાથમાંથી રૂક્મિણીને છોડાવું નહિ ત્યાંસુધી મ્હારે કુન્દનપુર જવું નહિ. યુધ્ધમાં પરાજય થવાથી શરમનો માર્યો તે રાજધાનીમાં ગયો નહિ. વિદર્ભ દેશની નજીક ભોજકા નામની એક નવી નગરી વસાવી ત્યાંજ રહેવા લાગ્યો. શીશુપાલ અને રૂકમીની સેના પર વિજય મેળવી ભગવાન કૃષ્ણની સેના આનંદ ઉત્સવ કરી રહી હતી. તેમની ઇચ્છા હતી કે નગર ઉપર પણ હુમલો લઈ જવો પરંતુ શ્રી કૃષ્ણની આજ્ઞા ન હતી તેથી સર્વે દ્વારકાં તરફ ચાલ્યા ગયા. દ્વારકામાં તેમના વિજયના સમાચાર કયારનાએ પહોંચી ગયા હતા. ઘણા રાજાઓની વચ્ચેથી ભગવાન કૃષ્ણે વિદર્ભ રાજકુમારી રૂક્મિણીનું હરણ કર્યું હતું એ શુભ સમાચાર સાંભળી નગરમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો. તેમનો આદર સત્કાર કરવા માટે નગરજનો તૈયારી કરી રહ્યા હતા. મંગળ ગાન ગાતી યુવતિઓ ભગવાન શ્રી કૃષ્ણની આરતી ઉતારવા તત્પર થઇ રહી હતી. વિજય મેળવેલા વીર પુરુષોને આદર સત્કાર કરવા યાદવોએ મોટી ધામધૂમ કરી હતી, થોડા સમયમાંજ શ્રી કૃષ્ણ, રૂક્મિણી અને તેમના સહાયક યાદવો દ્વારકામાં આવી પહોંચ્યા. બળ-

દેવ અને કૃષ્ણની આરતી ઉતારવામાં આવી. ભગવતી રૂક્મિણીને ઘણા માન સાથે એક સુસજ્જિત મહાલયમાં લાવવામાં આવ્યાં. આસપાસની યુવતી અને વૃદ્ધ સ્ત્રીઓના ઝુંડ રૂક્મિણીને જોવા આવવા લાગ્યાં. સર્વે તેની પ્રશંસા કરવા લાગ્યાં. તે નગરમાં અનેક સ્ત્રીઓ પોતાના રૂપ સૌંદર્યથી દેવાંગનાઓને લજાવે તેમ હતું પરંતુ રાજકુમારી રૂક્મિણીના સૌંદર્ય આગળ તેઓ પણ લજ્જા પામતી હતી. જે સ્ત્રીઓને પોતાના સૌંદર્યનું અભિમાન હતું તેઓ પણ રૂક્મિણીનું અલૌકિક સૌંદર્ય જોઇ હારી ગઇ. દ્વારકાંના પ્રત્યેક ઘરમાં રૂક્મિણીના રૂપ માધુર્યની ખૂબ પ્રશંસા થવા લાગી. દેવ દર્શનની પેઠે સ્ત્રીઓના ઝુંડને ઝુંડ તે મહાલયના દરવાજા ઉપર આવજા કરતાં હતાં. ભગવતી દેવકી પણ પુત્ર વધુના રૂપગુણની પ્રશંસા સાંભળી અત્યંત આનંદ પામવા લાગી. કોઇ કહેતું કે રૂક્મિણી સાક્ષાત લક્ષ્મિનો અવતાર છે. ભગવાન શ્રીકૃષ્ણ સાથે તે બરાબર શોભશે. વર અને વધૂ બન્ને સુંદર છે અને એક બીજાને લાયક પણ છે.

બળદેવજીએ પુરોહિતને બોલાવી લગ્ન તિથિ નક્કી કરી. તે પછી લગ્નની સર્વ તૈયારી કરવા લાગ્યા. આ શુભ સમયે પોતાના ઇષ્ટ મિત્રોને આવવા માટે આમંત્રણ પત્રિકાઓ મોકલી. લગ્ન મંડપમાં બીરાજેલાં પતિ પત્નિની સર્વે પ્રશંસા કરવા લાગ્યા. લગ્નમાં પધારેલા સજ્જનોએ વર-વધૂનાં દર્શન કરી પોતાનાં નેત્રોને પવિત્ર કર્યાં. શુભ સમયે પુરોહિતે વેદ વિધિ અનુસાર પતિપત્નિનો હસ્ત મેળાપ કરાવ્યો. ભગવાન કૃષ્ણ ઉપર અનન્ય ભક્તિ હોવાથી યદુ વંશીઓએ તેમના લગ્ન પ્રસંગે ખૂબ આનંદ ઉત્સવ કર્યો. આ સમયે દ્વારકાં નગરી સુંદર પ્રકારે શોભાયમાન કરી હતી. સર્વે મકાનો આસોપાલવનાં તોરણો અને ધજા પતાકાથી સુસજ્જિત કર્યાં હતાં

અને સર્વત્ર સુવર્ણના કળશો શોભી રહ્યા હતા. ઇંદ્રધ્વજ, વિચિત્રપુષ્પમાળાઓ અને અમૂલ્ય વસ્ત્રોથી નગરીની શોભા અપૂર્વ જણાતી હતી. તેની આજની શોભાથી ઇંદ્રની ઇંદ્રપુરી પણ લજ્જાયમાન થતી હતી. આજના શુભ સમયે સર્વ દેશના રાજાઓને આમંત્રણ આપવામાં આવ્યું હતું. તે સર્વે વખતસર હાજર થયા હતા. ન્હાના મોટા રસ્તાઓ ઉપર સુગંધિત જળનો છંટકાવ કર્યો હતો. ત્યાં આવેલા રાજા રજવાડાઓને કોઇ પ્રકારે કષ્ટ થાય નહિ તે માટે યાદવો સર્વ પ્રકારનો બંદોબસ્ત કરી રહ્યા હતા. આ સમયે કુરૂ, યદુ, કૈકય, સંજય, વિદર્ભ અને કુન્તિ વંશના રાજાઓ પરસ્પર દર્શન સમાગમનો લાભ લઇ રહ્યા હતા. શુભ સમયે લગ્ન થઇ ગયાં. પતિપત્નિના હૃદયમાં પ્રેમ ગંગા વહેવા લાગી. રૂકિમણી પતિના પવિત્ર ચરણ કમળની સેવા એજ પોતાનો ધર્મ સમજવા લાગી. જો કે તેમની સેવામાં અનેક દાસ દાસીઓ હાજર રહેતી પરંતુ પતિની સેવા રૂકિમણી પોતાને હાથેજ કરતી. તેમનાં સાસુ તેમને વિશેષ મહેનત કરવા ના પાડતાં પરંતુ રૂકિમણી પતિ સેવાને પોતાનું કર્તવ્ય માની પ્રેમપૂર્વક તેમની સેવા કરતાં. દ્વારકાંનિવાસી સર્વ સ્ત્રી પુરુષો રૂકિમણીની નમ્રતા જોઇ વિશેષ પ્રશંસા કરતાં. આ પ્રમાણે સુખ-આનંદમાં કેટલાક દિવસ વીતી ગયા. દ્વારકાં આવે કેટલાંક વર્ષ વીતી જવા છતાં રૂકિમણીના હૃદયમાંથી માતાપિતાનું સ્મરણ ભૂલાયું નહતું. પતિ સેવામાં લીન રહેવાથી તેને માતાપિતાનું સ્મરણ કરવાનો સમય મળતો નહતો તોપણ કોઇ કોઇ વખત તેનું ચિત્ત માતાપિતા તરફ વિશેષ રૂપે આકર્ષાતું.

---

# રૂક્મિણી–કૃષ્ણ સંવાદ.

## ( ૮ )

એક દિવસ રૂક્મિણીની શય્યા ઉપર ભગવાન શ્રીકૃષ્ણ સૂતા હતા. રૂક્મિણીનું દૈવિ સૌંદર્ય અપૂર્વ પ્રભાવ પ્રકટાવી રહ્યું હતું. તે રૂક્મિતિ વસ્ત્રાલંકારોથી સુસજ્જિત થઇ રત્ન જડિત પંખાઓ વડે ભગવાન શ્રીકૃષ્ણને પવન ઢાળી રહી હતી. લક્ષ્મિ સમાન સુંદર પ્રિય રૂક્ષ્મિણીને જોઇ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું કે: “ મહાન શક્તિશાળી ! રાજા શિશુપાળે તમારી સાથે લગ્ન કરવાનો સંકલ્પ કર્યો હતો. તમારા ભાઇ અને પિતા તેમની સાથે પરણાવવા ખુશી હતા. તે રાજાઓના ભયથી મ્હેં તો પહેલેથીજ સમુદ્રનું શરણ લીધું હતું. તેમના ભયથી મ્હેં તો મ્હારી રાજધાની છોડી દીધી છે. જેમનાં આચરણ કોઇ જાણતું નથી અને જેઓ સ્ત્રીઓને વશ રહેતા નથી તેમનું અનુકરણ કરવાથી સ્ત્રીઓને દુ:ખ થાય છે. એટલે મ્હારી સાથે રહેવાથી તમને ઘણું કષ્ટ સહન કરવું પડશે. હું તો માયા મોહથી દૂર છું અને માયા મોહ મ્હને પ્રિય નથી. વૈર, વિરોધ, અને મિત્રતા, ધનબળ, આકૃતિ અને ઐશ્વર્ય એ પરસ્પર સમાન હોય તોજ તે શોભે છે. નિર્બળ અને સબળ, ઉત્તમ અને મધ્યમ, ધનવાન અને નિર્ધન, રૂપવાન અને કુરૂપ, એમનો સબંધ શોભા અને સુખ આપતો નથી. હે વૈદર્ભી ! તમે આ બધી વાતનો વિચાર કર્યા વગર મ્હારા જેવા ગુણહીન માણુસ સાથે લગ્ન શા માટે કર્યું ? તમારા જેવી સુંદરી ત્રણલોકમાં મળે એમ નથી. તમારે તો મ્હારા કરતાં કોઇ મહાન સમર્થ વીર પુરુષને પરણવું હતું. હજી પણ કાંઇ બગડયું નથી, હજી પણ કોઇ શ્રેષ્ઠ પુરુષ સાથે લગ્ન કરો. હે ભદ્રે ! તમારો ભાઇ રૂક્મી, જરાસંધ, શિશુપાળ, શાલ્વ અને દંત-

વક્રાદિ મ્હારા ઉપર દ્વેષ રાખે છે અને તમારે લીધે તેઓ મ્હારા ઉપર વિશેષ વૈર રાખે છે તેથી તમારા ભાઇને પ્રસન્ન રાખવા માટે અને આ લોકમાં સુખ પ્રાપ્ત કરવા માટે ઉપર કહેલા પ્રતાપી રાજાઓમાંથી કોઇ પણ એક રાજા સાથે તમે લગ્ન કરી લ્યો. અહંકારી રાજાઓનો અહંકાર ઉતારવા માટે હું તમને અહીં લાવ્યો હતો પરંતુ સાચું કહું તો હું તો સંસારથી વિરક્ત છું. સંસારની મોહ માયાથી હું દૂર છું. મ્હને ઘરબાર અથવા સ્ત્રી પુત્રાદિ પ્રત્યે પ્રેમ નથી."

રૂકિમણી જાણતી હતી કે ભગવાન શ્રીકૃષ્ણ મ્હારા કરતાં બીજા કોઇ પર વિશેષ પ્રેમ રાખતા નથી. તેમના મ્હોંમાંથી ઉપલાં વચનો સાંભળતાંજ રૂકિમણીના હોશ ઉડી ગયા. જે મહાપુરુષ ઉપર તેનો આટલો બધો પ્રેમ હતો તેના મુખમાંથી આવા શબ્દો સાંભળવાની તેણે કદી પણ આશા રાખી નહોતી. સત્ય કહીએ તો રૂકિમણીએ શ્રીકૃષ્ણના ચરણકમળ સિવાય ભૂલેચૂકે પણ બીજા કોઇ તરફ દ્રષ્ટિ નાખી નહોતી. પોતાના હૃદયનાથ શ્રીકૃષ્ણનાં ઉપલાં વચનો સાંભળી રૂકિમણી ભયભીત થઈ કંપવા લાગી. તેનું મુખ ઝાંખુ થઈ ગયું. નેત્રમાંથી આંસુની ધારા વહેવા લાગી. વૃક્ષની કપાયલી ડાળીની પેઠે તે પૃથ્વિપર પડી ગઇ. તે બેહોશ થઇ ગઇ. તેની એવી અવસ્થા જોઈ ભગવાન શ્રીકૃષ્ણને અતિશય દુઃખ થયું. રૂકિમણીને આવું દુઃખ થશે એવી તેમને આશા નહતી. તેમણે તુરતજ પલંગ પરથી ઉઠી રૂકિમણીનું મસ્તક પોતાના ખોળામાં લીધું અને પોતાના પિતાંબર વડે રૂકિમણીનાં આંસુ લુછવા લાગ્યા. ભગવાનના ખોળામાં આશ્રય મળવા છતાં રૂકિમણીને શાંતિ મળી નહિ. હજી પણ તેનું શરીર કમ્પી રહ્યું હતું, હજીપણ તેનું હૃદય ધડકી રહ્યું હતું. તેના વસ્ત્રાભુષણો આમ તેમ વિખરાઈ ગયાં હતાં. હાથમાંથી પંખો પડી ગયો હતો અને

હાથનાં કંકણ ઢીલાં પડી ગયાં હતાં. કમળના પત્ર પર ઝાકળનાં બિંદુ પડવાથી તે સુકાઇ જાય છે તેમ તેનું શરીર સુકાઇ ગયું હતું. આંખમાંથી આંસુની ધારાઓ ચાલી રહી હતી. તેનું હૃદય સરળ હતું તેથી પતિના હાસ્યવિનોદને તે સમજી શકી નહિ. તે પતિ પરાયણ સતીને ઘણું દુઃખ થયું. ભગવાન કૃષ્ણે તેને પોતાના ખોળામાં લઇ કર કમળથી તેની આંખો વારંવાર લુછતાં પ્રેમમય શબ્દોથી કહ્યું કેઃ "પ્રાણાધિક પ્રિયે ! મ્હારા શબ્દોથી તમને આટલું દુઃખ થશે એવું મ્હેં કદી પણ ધાર્યું નહતું. મ્હારા ઉપર ક્રોધ કરશો નહિ. મ્હેં જે કાંઇ કહ્યું હતું તે માત્ર હાસ્યવિનોદ હતો. ગૃહસ્થાશ્રમમાં રહેનારાઓ પોતાની પ્રિય પત્નિ સાથે હાસ્યવિનોદમાં સમય વ્યતિત કરે છે તેના જીવનને ધન્ય છે. તમારે દીલગીર થવું ન જોઇએ. મ્હને ક્ષમા કરો."

પતિના મુખમાંથી ઉપલાં પ્રેમમય વાકયો સાંભળી રૂકિમણીના શરીરમાં આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો. તે સમજી શકી કે પતિદેવ મ્હારો ત્યાગ નહિ કરે. તેમણે જે કાંઇ કહ્યું તે માત્ર હાસ્યવિનોદ હતો. તેણે મંદ હાસ્ય કરતાં કહ્યું કેઃ "હૃદયેશ્વર ! આવું હાસ્ય કરવું યોગ્ય નથી. મ્હારા જેવી અજ્ઞાન સ્ત્રી ભયભીત થાય એમાં આશ્ચર્ય શું ! આપે જે કાંઇ કહ્યું તેને હું તો સત્ય પણ માનુ છું. રાજમદ એ મહાન અજ્ઞાનતા છે. તે મદને લીધે રાજાઓ કયા પ્રકારનો અન્યાય ન કરી શકે ? એવા મદથી દૂર રહેવું એતો આપના સેવકો પણ કબુલ કરે છે તો પછી આપ તેમની વચમાં કેવી રીતે રહી શકો છો. આપનો મહિમા સમજી શકાય એવો નથી. આપની કૃપાથી અજ્ઞાનીઓ પણ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. આપ તો સંસારનો આત્મા અને આત્મજ્ઞાનના દાતા છો. આપની સાથે મ્હારો પતિ-

પતિનો સબંધ થવો યોગ્ય નથી કારણકે હું માયામાં રહેનાર અને સુખદુઃખની જાણનાર સાધારણ સ્ત્રી છું અને આપ તો જગતપિતા છો. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આપનું પૂજન કરે છે. હે કમલાક્ષ! આપનો યશ દશે દિશામાં ગવાઈ રહ્યો છે. અંગ, પૃથુ, ભરત, યયાતિ વગેરે આપની ભક્તિથી ઉચ્ચ પદના અધિકારી થયા છે. આપના ચરણમાં જેનું ચિત્ત આકર્ષાય તેનું કલ્યાણ થાય છે. ઘણા રાજાઓની વચમાંથી મ્હારા ધર્મ રક્ષણને માટે આપ મ્હને અહીં લાવ્યા છો. શિયાળના ટોળામાંથી આપે એક સિંહણનું રક્ષણ કર્યું છે. આપે સમર ભૂમિમાં અનેક મનુષ્યોના પ્રાણ હર્યા છે અને અનેક ભક્તોનું રક્ષણ કર્યું છે. દુષ્ટોનો સંહાર અને ભક્તોનું રક્ષણ એ આપનું બિરદ છે. તેમ છતાં આપ મોહ માયાથી દૂર છો. આપની માયા અલૌકિક છે. આ દીન દાસી આપના ચરણકમળમાં સમર્પણ થઇ છે. આપ તો અસરણશરણ કહેવાવ છો એટલે આપ મ્હારા ઉપર પ્રેમ ન રાખો તો પણ મ્હને શરણાંગત સમજી આપના ચરણકમળની સેવા કરવા દેશો. આપ મ્હારી પ્રાર્થના સ્વીકારશો. મ્હારે જેટલા જન્મ લેવા પડે તેટલા જન્મ હું આપની દાસી થઇ સેવા કરૂં એજ માગું છું. હું સત્ય કહું છું કે, આપના સિવાય મ્હેં બીજા કોઇનું સ્વપ્ને પણ ધ્યાન ધર્યું નથી. આપ મ્હારો તિરસ્કાર કરશો નહિ." એટલું કહી રૂક્મિણીએ શ્રી કૃષ્ણના ચરણકમળ ગ્રહણ કર્યાં અને અશ્રુપાત કરવા લાગી. કૃષ્ણ ભગવાને તેનો હાથ ઝાલી આલિંગન કર્યું અને કહ્યું કે, "પ્રિયે! નિરાશ ન થશો. વિશ્વાસ રાખજો. મ્હેં જે કાંઇ કહ્યું છે તે માત્ર હાસ્યવિનોદ માટે જ કહ્યું છે. એનો અર્થ એ નથી કે હું તમારો ત્યાગ કરીશ. હું તમને અતિશય પ્રેમથી ચાહું છું. હું જાણું છું કે તમે પતિવ્રતા છો. તમારી મ્હારા પ્રત્યે વિશેષ ભક્તિ છે. તમે

પતિવ્રતાઓમાં મુખ્ય અને સતીઓમાં શ્રેષ્ઠ થશો. તમારા નામનો જપ કરવાથી સ્ત્રીઓ ભવસાગરથી પાર ઉતરશે. જો તમારા ઉપર મ્હારો પ્રેમ ન હોત તો તમારો પત્ર વાંચી એટલે દૂર શા માટે આવત ? હવે તમારા હૃદયમાંથી ચિંતા દૂર કરો."

ભગવાનનાં આવાં બોધ વચનો સાંભળી સતી રૂક્મિણીના હૃદયમાં આનંદ વ્યાપ્યો. બન્ને પ્રેમમય વાર્તાલાપ કરવા લાગ્યાં.

## પ્રદ્યુમ્ન દર્શન.

### ( ૯ )

થોડા સમય પછી ભગવતી રૂક્મિણીને ગર્ભ રહ્યો હોય એવાં ચિન્હો જણાવા લાગ્યાં. આ સમયે તેમનાં સાસુ ભગવતી દેવકીએ પોતાની પુત્રવધૂને સુરક્ષિત અવસ્થામાં રાખવા માંડયાં. દશ માસ પુરા થતાં રૂક્મિણીએ એક અપૂર્વ સ્વરૂપ વાળા પુત્ર રત્નનો જન્મ આપ્યો. આ સમાચાર વીજળી વેગે નગરમાં ફેલાઇ ગયા. આ શુભ સમાચારથી દ્વારકાં નગરી પુનઃ આનંદ ઉત્સવ કરવા લાગી. મંગળ સૂચક વાજીંત્રો વાગવા લાગ્યાં. રાજમહેલમાં આનંદમંગળનો પાર નહતો. પ્રત્યેક મકાનોમાં યુવતિઓ મંગળ ગાન ગાઇ રહી હતી. વસુદેવ અને દેવકીએ મણિમુક્તા લુંટાવા માંડયાં. ગરીબ કંગાલોને ધન, રત્ન, સોના, ચાંદીના દાન દેવા માંડયાં. યાચકોને એટલાં દાન આપ્યાં કે જેથી તેઓ અયાચક થઇ ગયા. આજના આનંદઉત્સવમાં બળદેવજીએ પણ સારો ભાગ લીધો હતો. બાળક પુત્રને પ્રાપ્ત કર્યાથી કૃષ્ણ ભગવાનને પણ ઘણો આનંદ થયો. આ બાળકનું રૂપ અલૌકિક હતું. એમ તો કૃષ્ણ ભગવાનની સુંદરતા જોઈ કામદેવ પણ શરમાતા હત

પરંતુ તે બાળક તેમના કરતાં વિશેષ રૂપવાન હતો. પોતાના પુત્રનું રૂપ લાવણ્ય જોઇ રૂકિમણી પણ પ્રસન્ન થયાં. જે સ્ત્રીપુરૂષોએ તે બાળકને જોયો, તેઓ કહેવા લાગ્યાં કે આવું સુંદર બાળક અમે કદી પણ જોયું નથી. સર્વને તે અતિશય પ્રિય થઇ પડયું.

જ્યોતિષિઓએ જ્યોતિષ ગણિતના આધારે બાળકનું નામ પ્રદ્યુમ્ન પાડયું. આનંદોત્સવને લીધે દશ દિવસો તો એક ક્ષણમાં વીતી ગયા. દશમે દિવસે અચાનક રંગમાં ભંગ પડયો. થોડા સમય પહેલાં જે દ્વારકાંપુરી આનંદગંગામાં સ્નાન કરી રહી હતી તે તુરતજ શોક સાગરમાં ડૂબવા લાગી. થોડીવાર પહેલાં જે રાજમહેલમાં આનંદ-મંગળ થઈ રહ્યો હતો તે જ સ્થળે હાહાકાર થઇ રહ્યો. થોડીવાર પહેલાં જે રાજમહાલય આગળ મંગળ સૂચક નગારાં આદિ વાજીંત્રો વાગી રહ્યાં હતાં તે સ્થળે દુ:ખનાં દુદંભી વાગવા લાગ્યાં. એકાએક રાજમહેલમાં હાહાકાર ધ્વનિ સાંભળી કૃષ્ણ ભગવાન બળદેવજી સાથે રણનિવાસમાં જઇ પહોંચ્યા. ત્યાં જતાંજ જણાયું કે પ્રદ્યુમ્નને કોઇ એકાએક લઇ ગયું છે. તેનો પત્તો લાગતો નથી એ સમાચાર સાંભળી બળદેવજીને બહુ દીલગીરી થઇ. બહુ શોધખોળ કરવા છતાં પણ તેનો પત્તો લાગ્યો નહિ. કૃષ્ણ ભગવાને પણ ઉપર ઉપરથી દીલગીરી બતાવી પરંતુ અંતઃકરણથી તેઓ દીલગીર નહતા. રૂકિમણીના હૃદય સાગરમાં શોકદુ:ખની લહેરો ચાલી રહી હતી. પુત્ર વિયોગને લીધે તેનું હૃદય કંમ્પી ઉઠયું હતું. ઘણા માણસોએ તેને સમજાવવા છતાં શાંતિ વળી નહિ ત્યારે કૃષ્ણ ભગવાને તેને એકાંતમાં ઘણો બોધ કર્યો. તેજ દિવસથી તેના હૃદયમાં ચિંતાએ પ્રવેશ કર્યો.

( ૧૦ )

સર્વ દૈત્યો ભગવાન કૃષ્ણને પોતાનો દુશ્મન માનતા હતા. આ

સમયે શંવર નામનો એક બળવાન દૈત્ય કૃષ્ણનું અનિષ્ઠ કરવાનો લાગ શોધી રહ્યો હતો. તે દિવસે એજ શંવર નામના દૈત્યે એકાંત લાગ જોઇ કુમાર પ્રદ્યુમ્નને લઇ જઇ સમુદ્રમાં ફેંકી દીધો. એ કાર્ય કરી તે ઘણો. ખુશ થયો. દ્વારકાંના લોકોને દુઃખી જોઇ તેને અપાર આનંદ થયો તે એવું સમજતો હતો કે પુત્ર વિરહથી દુઃખી થઇ કૃષ્ણ આત્મહત્યા કરશે અને દૈત્યો દ્વારકાંમાં સહેલાઇથી પોતાનું રાજ્ય જમાવશે. પરંતુ ઇશ્વરની લીલા અપાર છે. તેની લીલા કોઇ જાણી શકતું નથી તેના મ્હોં આગળ કોઈનું ચાલતું નથી. તે જે ધારે છે તે પરિપૂર્ણ કરે છે. તેના વિધાનમાં મનુષ્યોની બુદ્ધિ ચાલતી નથી. દૈત્યોનાં દુષ્ટ આચરણ તેમના મ્હોં આગળ નિષ્ફળ જાય છે. શંવર દૈત્યે પોતાના નીચ આચરણથી કૃષ્ણ ભગવાનનો કાંટો કાઢવાની ઇચ્છા રાખી હતી. પરંતુ તેનું પરિણામ વિપરીત જ આવ્યું. તે દૈત્યે પ્રદ્યુમ્નને સમુદ્રમાં ફેંકી દીધો તેજ વખતે એક માછલી તેને ગળી ગઇ. થોડીવાર પછી માછી લોકોએ જાળ નાંખી તેમાં તેજ માછલી આવી અને તેમણે તેજ માછલી શંવર દૈત્યને ભેટ આપી.

રતિના પતિ કામદેવને શંકરે પોતાના ક્રોધાગ્નિમાં બાળી ભસ્મ કરી દીધો ત્યારે રતિ તેમની પાસે આવી ઘણું રડતી હતી ત્યારે શંકરે પ્રસન્ન થઇ તેને વરદાન આપ્યું હતું કે તું રૂપ બદલીને શંવર દૈત્યને ત્યાં રહેજે. ત્યાં તને તારા પતિનાં દર્શન થશે. શંકરનું વરદાન મેળ-વ્યા પછી રતિ પોતાનો વેષ બદલી શંવર દૈત્યને ઘેર રસોઇ કરવા નોકર રહી. તે દિવસે દૈત્યે પેલી માછલી રસોઈયણની પાસે મોકલી દીધી. રસોઇયણનું નામ માયાવતિ હતું. માછલી કાપતી વખતે એ ત્યાં હાજર હતી. તેનું ડાબુ અંગ ફરકવા લાગ્યું. એ શુભ શુકન જોઈ તેને આશ્ચર્ય થયું. માછલી કાપતાંજ તેના પેટમાંથી એક સજી-વન બાળક નીકળ્યું.

માછલીના પેટમાંથી નીકળેલા અપૂર્વ રૂપવાન બાળકને માયાવતિ ઘણા પ્રેમથી ઉછેરવા લાગી. તેના મનમાં બાળક ઉપર અતિશય પ્રેમ ઉત્પન્ન થયો. એક દિવસ મહર્ષિ નારદ શંકર દૈત્યને ઘેર આવ્યા. તેમણે લાગ જોઇને એકાંતમાં માયાવતિને કહ્યું કેઃ "આ બાળક તમારો પતિ કામદેવ છે. ભગવાન કૃષ્ણની ધર્મપત્નિ રૂક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન એજ કામદેવનો અવતાર છે. એના જન્મને દશમે દિવસે શંવર દૈત્યે ગુપચૂપ તેને ઉપાડી જઇ સમુદ્રમાં ફેંકી દીધો હતો. ત્યાં તેને એક માછલી ગળી ગઈ હતી. તે માછલી માછીઓએ શંવરને આપી તેજ માછલી તમારી પાસે આવી છે. તમારો પતિ માછલીના પેટમાં કેવી રીતે આવ્યો તે હવે તમે સમજી શકશો."

મહર્ષિ નારદના મુખમાંથી આ સમાચાર સાંભળી માયાવતિને અત્યંત હર્ષ થયો. તેની ખોવાયલી અમૂલ્ય વસ્તુ આજે તેને પ્રાપ્ત થઇ. તે દિવસથી માયાવતિ બાળકને વિશેષ પ્રેમથી ઉછેરવા લાગી. બાળકને માટે સુખનાં સર્વ સાધનો તૈયાર હતાં. ખાવાપીવાની વસ્તુઓ કાંઈ ઓછી નહોતી. સર્વ પ્રકારના અનુકૂળ ભોજન અને સુખનાં સાધનો હોવાથી પ્રદ્યુમ્ન થોડા સમયમાંજ ઉછરી મ્હોટો થયો. જ્યારે તે મ્હોટો થયો અને સંસારના વિષયો સમજવા લાગ્યો ત્યારે એક દિવસ માયાની રસ ભરી વાતો અને અનુચિત હાવભાવ તથા નેત્ર કટાક્ષ જોઇ તેણે કહ્યું કેઃ માતાજી તમારે પુત્ર સાથે આવા પ્રકારનો વ્યવહાર ન કરવો જોઇએ.

માયાવતિએ ઉત્તર દીધો કેઃ "આપ મ્હારા પુત્ર નથી પણ પતિ દેવ છો." એટલું કહીને તેણે પોતાની તમામ વાત કહી સંભળાવી. એ ઉપરથી પ્રદ્યુમ્નને પોતાના હરણની અને પોતાને સમુદ્રમાં

ફેંકી દીધાની હકીગત જણાઇ આવી. તેજ દિવસથી શંવરના હાથમાંથી પોતાની મુક્તિનો ઉપાય તે શોધવા લાગ્યો. માયાવતિ પણ એવુંજ ઇચ્છતી હતી કે તે દુષ્ટ દૈત્યના હાથમાંથી બન્નેની મુક્તિ થાય. જે કાર્ય થવાનું હોય છે તે કોઇ પણ પ્રકારે થયા વગર રહેતું નથી. દૈત્યે પણ પ્રદ્યુમ્નની હત્યા કરવામાં કાંઇ કચાશ રાખી નહોતી. પરંતુ તે બાળકનું રક્ષણ થવાનું હતું તેથી ભગવાને તેને કોઈ પણ પ્રકારે બચાવી લીધો. અંતે પ્રદ્યુમ્ને પ્રગટ થઈ શંવર સાથે યુદ્ધ કર્યું. બન્ને વચ્ચે ઘોર યુદ્ધ થયું. દૈત્યે પ્રદ્યુમ્નના સંહાર માટે ઘણી યુક્તિઓ રચી પરંતુ પરિણામ વિપરીત આવ્યું. અંતે પ્રદ્યુમ્નના હાથે દૈત્યનું મૃત્યુ થયું. તે પછી પ્રદ્યુમ્ન પોતાની ધર્મ પત્નિ સાથે દ્વારકાં ચાલ્યો ગયો.

## ( ૧૧ )

પ્રદ્યુમ્નનું હરણ થયે કેટલાંક વર્ષ વીતી ગયાં હતાં પરંતુ તેની માતા રૂક્મિણીના હૃદયમાં તેની ચિંતા દૂર થઇ નહતી. જ્યારે તેને પોતાના પુત્રનું સ્મરણ થતું ત્યારે તેના હૃદયમાં શોકનાં વાદળ છવાઇ જતાં હતાં. આ સમયે તેની દુઃખી દશા જોઇ કોના હૃદયમાં દીલગીરી નહિ થતી હોય પરંતુ કોઈ શું કરી શકે. તે માત્ર દીલગીરજ થતાં. ભગવાન કૃષ્ણ તેને અનેક પ્રકારની વાતો કહી તેને ભુલાવવા ચાહતા હતા પરંતુ તેના મનની ચિંતા દૂર થતી નહતી. સત્ય છે કે માતાનું હૃદય એવુંજ પવિત્ર હોય છે. એક દિવસ લાગ જોઇને રૂકિમણીએ કૃષ્ણ ભગવાનને કહ્યું કેઃ "નાથ ! મ્હને કહો કે કયા પાપને લીધે પુત્ર વિયોગનું દુઃખ ભોગવવું પડે છે. મ્હેં સાંભળ્યું છે કે પુત્ર વિયોગિની માતા સંસારમાં અધિક પાપિણી ગણાય છે."

કૃષ્ણે કહ્યું: "પ્રિયે! પતિવ્રતાનો પુત્ર તેની નજર આગળથી સંસારમાંથી ચાલ્યો જતો નથી. વિશ્વાસ રાખજો કે જો તે તમારો સાચો પુત્ર હશે તો અવશ્ય તમને પ્રાપ્ત થશે."

રૂકિમણીએ કહ્યું: "નાથ! આપનું કથન અસત્ય થતું નથી. આપના વચન ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે."

કૃષ્ણે કહ્યું: "મ્હને પણ સંપૂર્ણ વિશ્વાસ છે કે પતિવ્રતાનો પુત્ર તેના જીવતાં નાશ પામતો નથી. સત્ય માનજો કે એજ આશાને લીધે પ્રદ્યુમ્નને માટે હું કોઇ પ્રકારનો યત્ન કરતો નથી." રૂકિમણીએ કહ્યું: "હવે તો ઘણાં વર્ષ વીતી ગયાં. આટલા વર્ષ સુધી તેનો પતો લાગ્યો નહિ. હવે તે મળવો અસંભવિત છે."

કૃષ્ણે કહ્યું: "કોઈ પણ વસ્તુ અસંભવિત નથી."

પતિના વચન ઉપર વિશ્વાસ રાખી રૂકિમણી કોઇ જરૂરના કામ માટે કૃષ્ણ ભગવાનના ઓરડામાંથી બહાર ચાલી ગઇ. બહાર આવતાંજ તેણે જે દેખાવ જોયો તેથી ઘણું આશ્ચર્ય થયું. તેણે જોયું કે કૃષ્ણ ભગવાનના સ્વરૂપ જેવોજ એક યુવક બારણા આગળ ઉભો છે. સુંદર મુખ, અજાન બાહુ, ભવ્ય કપાળ, શ્યામ વર્ણ, પિતાંબરધારી તે યુવક રૂકિમણીના સામું જોયા કરે છે. રૂકિમણીએ તેને જોયો તેજ ક્ષણે તેના હૃદયમાં વાત્સલ્ય પ્રેમ ઉભરાઇ આવ્યો. તેના બન્ને સ્તનમાં દૂધ ઉભરાઇ આવ્યું. એ જોઈ તેને વિશેષ આશ્ચર્ય થયું. તેણે મનમાંજ કહ્યું કે: અહા! કેવો અપૂર્વ સુંદર બાળક છે. મ્હારો પ્રદ્યુમ્ન હોત તો તે પણ આટલોજ મ્હોટો હોત. તેનું રૂપ પણ આવુંજ

સુંદર હતું. આ નવયુવક કોણ હશે? અને તે શા માટે અહીં આવ્યો હશે? એને જોતાંજ મ્હારા હૃદયમાં વાત્સલ્ય પ્રેમ શા માટે ઉત્પન્ન થાય છે?"

ભગવાનની લીલા કોઇથી કળી શકાય તેમ નથી. એજ સમયે પેલા નવયુવકની પાછળ ઉભેલી એક અપ્સરા જેવી સુંદર રૂપવતી યુવતિ ઉપર રૂકિમણીની દ્રષ્ટિ પડી. તે યુવકની પાછળજ ઉભી હતી. તે જોઇ રૂકિમણીના આશ્ચર્યની સીમા રહી નહિ. રાજમહેલની એક પછી એક સ્ત્રીઓ ત્યાં આવી પહોંચી અને આશ્ચર્ય ભરેલી દ્રષ્ટિએ તે બન્નેને જોવા લાગી. એજ સમયે મહર્ષિ નારદ પણ ભગવાનના ગુણગાન ગાતા ત્યાં આવી પહોંચ્યા. તેમણે પ્રદ્યુમ્નનું બધાંને ઓળખાણ કરાવ્યું. તેમનું હરણ થયું ત્યારથી તે તેમનું પાલન કરવામાં આવ્યું અને દ્વારકાં આવ્યા ત્યાં સુધીનું તમામ વર્ણન કહી સંભળાવ્યું. એ સાંભળી રૂકિમણીએ તરતજ પોતાના પુત્રને આલિંગન કર્યું, અને તેમના નેત્રમાંથી હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં. તેમનું હૃદય અતિશય આનંદિત થયું. પ્રદ્યુમ્ને માતાના ચરણ પર મસ્તક નમાવી પ્રણામ કર્યો એટલામાં જ શ્રીકૃષ્ણ પણ ત્યાં આવી પહોંચ્યા. પ્રદ્યુમ્ને તેમને પણ શ્રદ્ધાપૂર્વક પ્રણામ કર્યા. પોતાના ખોવાયલા પુત્રને પ્રાપ્ત કરવાથી શ્રીકૃષ્ણને પણ ઘણો હર્ષ થયો અને તેમણે તેને આલિંગન દીધું. રૂકિમણી પોતાની પુત્રવધૂને રણનિવાસમાં લઇ ગયાં પ્રદ્યુમ્નના દ્વારકાં પધારવાના સમાચાર સાંભળી દ્વારકાંમાં પુનઃ આનંદ મંગળ થઈ રહ્યો.

પ્રદ્યુમ્નના આવવાના સમાચાર સાંભળી દ્વારકાંના નગરજનો અતિશય આનંદ પામ્યા. સ્ત્રી અને પુરુષોનાં ઝુંડ પ્રદ્યુમ્નના દર્શન

માટે રાજમહેલ તરફ આવવા લાગ્યાં. સ્ત્રીઓ વર-વધૂની યુગલ જોડી જોઇ તેમની પ્રશંસા કરવા લાગ્યાં. ઉત્સવના ઉમંગમાં આનંદ કરતી દ્વારકાંપુરી અત્યંત રમણિય દેખાવા લાગી. પ્રદ્યુમ્નના દર્શન કરી નવયુવક મંડળી અપાર હર્ષ પામવા લાગી. તેઓ તેમના મિત્ર બની ગયા. તેઓ નિત્ય એકઠા મળી ઉત્સાહ પૂર્વક અસ્ત્ર શસ્ત્ર વિદ્યા ખેલવા લાગ્યા.

કામદેવની પ્રિયા રતિદેવી પોતાની સાસુ રૂક્મિણી ઉપર અતિ-પ્રેમ રાખવા લાગી. સમાન વયની સખીઓ સાથે હળીમળીને રહેવામાં તેને અપાર આનંદ થયો. તેનો સ્વભાવ મિલનસાર હોવાથી સખીઓ નિત્ય તેની પાસે આવી સ્ત્રીશિક્ષા સંબંધી વાર્તાલાપ કરતી. સુખની પાછળ દુ:ખ અને દુ:ખની પાછળ સુખ એમ ચાલ્યા કરે છે. પ્રદ્યુ-મ્નના જન્મ સમયે જે દ્વારકાં નગરીમાં આનંદમંગળનો વરસાદ વરસી રહ્યો હતો તે સ્થાનમાં પ્રદ્યુમ્નના હરણ સમયે શોકનાં કાળાં વાદળ છવાઇ ગયાં હતાં. થોડા દિવસ વીતતાં જ તે સ્થાનમાં પુનઃ સ્વર્ગીય સુખની ગંગા આનંદમય પ્રવાહ વહેવડાવવા લાગી. નવીન ઉત્સાહથી આખું નગર સજીવન જણાવા લાગ્યું. સ્વર્ગનાં તમામ સુખ આજે દ્વારકાંમાં આવી પહોંચ્યાં હતાં. આ પ્રમાણે સુખ આનંદમાં કેટલાક દિવસ વીતી ગયા. કેટલાક દિવસ પછી પ્રદ્યુમ્નની ધર્મપત્નિ રતિદેવીને ગર્ભ રહ્યો હોય એવાં ચિન્હો જણાવા લાગ્યાં. રૂક્મિ-ણી પુત્રવધૂને બહુ સાવચેતીથી રાખવા લાગી. ગર્ભાવસ્થામાં યુવ-તિઓને જે સંભાળથી રાખવી જોઇએ તે સ્થીતીમાં રૂક્મિણી પોતાની પુત્ર-વધૂને રાખવા લાગી. સાસુ વહુની પ્રેમ અને ભક્તિ એક બીજા પર વિશેષ હતી. સાસુ હંમેશાં પુત્ર-વધૂની મંગળ કામના સંપૂર્ણ કરતી હતી એમ હોવા છતાં પણ રૂક્મિણીએ કોઈ દિવસ પતિ

સેવામાં ખામી કરી નહતી. પતિ સેવા એ જ તેના શરીરનો પ્રાણ હતો. જોકે શ્રીકૃષ્ણ ભગવાનને સત્યભામા, જાંબુવંતી વગેરે કેટલીક પટરાણીઓ હતી પરંતુ રૂકિમણી પોતાના કર્તવ્યમાં પાછી હઠતી નહિ. તે એમજ ધારતી હતી કે પતિ સેવા એજ મ્હારૂં કર્તવ્ય છે. અને એ કર્તવ્યથી ભ્રષ્ટ રહેનાર સ્ત્રીનું કલ્યાણ થતું નથી. પોતાની શોકયો ઉપર તે કદી પણ ઇર્ષા દ્વેષ કરતી નહિ. તે બધાં ઉપર પોતાની સગી બ્હેન જેટલો પ્રેમ રાખતી. આજે શોકય શબ્દનો અર્થ ઇર્ષા, દ્વેષ, લઢાઇ, મારામારી અને કલહ થાય છે પરંતુ પતિવ્રતા રૂકિમણીનો વ્યવહાર જોઇ શોકય શબ્દ ઉપર તિરસ્કાર ઉપજતો નથી. ભગવાન શ્રીકૃષ્ણ પણ પોતાની સર્વ પટરાણીઓ ઉપર એક સરખો પ્રેમ રાખતા. કોઇના ઉપર ઓછોવત્તો પ્રેમ રાખતા નહિ. તેથી સર્વે રાણીઓ આનંદપૂર્વક પતિ દેવની સેવા કરતી. સર્વ રાણીઓમાં રૂકિમણી મુખ્ય રાણી હતી તેથી પોતાની શોકયોને તે ન્હાની બ્હેન જેવી સમજતી અને તે સર્વે તેને મ્હોટી બ્હેન જેટલું માન આપતાં. જે દિવસથી રૂકિમણીની પુત્ર-વધૂ ગર્ભવતી થઇ તે દિવસથી જાંબુવંતી વગેરે પણ તેના તરફ વિશેષ સાવચેતી રાખતાં.

સાચી વાત છે કે મનુષ્ય પોતાના આચરણથી જ પરાયા ને પોતાનો ને પોતાને પરાયો બનાવી શકે છે. જો કોઇ મનુષ્ય બીજા સાથે સારી વર્તણુક રાખે તો તે માણસ તેની સાથે કદી પણ નઠારી વર્તણુક રાખી શકે નહિ. કુદરતનો એ નિયમ કદી પણ બદલાઇ શકતો નથી. દશ માસ પૂર્ણ થયા પછી કામદેવ રૂપી પ્રદ્યુમ્નની પત્નિને એક અપૂર્વ સુંદર પુત્ર રત્ન પ્રાપ્ત થયું. પૌત્રની પ્રાપ્તિથી શ્રીકૃષ્ણ અને રૂકિમણીને આનંદ થયો એટલું જ નહિ પણ નગર નિવાસી સ્ત્રીપુરુષો આનંદ પામ્યાં. ઘેરે ઘેર આનંદમંગળ સાથે ઉત્સવ

થવા લાગ્યો. તે બાળકનું નામ અનિરૂદ્ધ પાડવામાં આવ્યું. શુક્લ-પક્ષના ચંદ્રમાની પેઠે બાળક અનિરૂદ્ધ દિન પ્રતિદિન મ્હોટો થવા લાગ્યો, અને પોતાની બાળલીલાથી માતાપિતા અને પિતામહ તથા પિતામહીને આનંદ આપવા લાગ્યો. પ્રજાજનો તેની સુમધૂર વાણી સાંભળી ભૂખ તરસ ભુલી જતાં. એમ તો બધાંજ બાળકો બાલ્યાવ-સ્થામાં સુંદર સ્વરૂપવાન હોય છે પરંતુ અનિરૂદ્ધના સૌંદર્યમાં કંઇક વિશેષ અલૌકિકતા હતી. તેનું ન્હાને પગલે ચાલવું અને બોબડા શબ્દો બોલવા એ બન્ને જોનારનાં મન મુગ્ધ કરી દેતાં.

દિવસો વીતતાં વાર લાગતી નથી. જોત જોતામાં અનિરૂદ્ધ કિશોરાવસ્થાએ પહોંચ્યો. એ સમયે તેનું સૌંદર્ય વિશેષ જણાવા લાગ્યું. અનિરૂદ્ધનું સ્વરૂપ તેના પિતા કરતાં કોઇ રીતે ઉતરતું ન હતું. તે સુંદરતાનો ભંડાર હતો.

## રૂકમી વધ.

( ૧૨ )

વાંચકો રૂકમીને ભૂલ્યા નહિ હશે. ભગવાન કૃષ્ણ સાથે યુદ્ધમાં હારી ગયા પછી તે ઘેર ગયો ન હતો, કારણકે તેણે પ્રતિજ્ઞા કરી હતી કે જ્યાં સુધી હું મ્હારી બ્હેન રૂકિમણીને કૃષ્ણના હાથથી છોડા-વીશ નહિ ત્યાંસુધી વિદર્ભ દેશમાં પગ મૂકીશ નહિ. તેજ દિવસથી તે વિદર્ભ દેશથી ઘણે દૂર ભોજકટ નામક એક નગર વસાવી ત્યાંજ રહેતો હતો. જે દિવસે કૃષ્ણ સાથે હાર પામી અપમાનિત થઇ રણ-

ક્ષેત્રમાંથી પાછો ફર્યો હતો ત્યારથી તેના હૃદયમાં ભગવાન કૃષ્ણ ઉપર ઘણાં ભાવ વધ્યો જતો હતો. પોતાના શત્રુને પાયમાલ કરવા માટે તે ઉપાયો શોધતો હતો. શ્રીકૃષ્ણના દુશ્મનો જરાસંઘ અને શિશુપાળને વખતોવખત મળતો અને તેમની સલાહ લેતો. કૃષ્ણ સાથે યુદ્ધ કરવાથી ફાવી શકાશે નહિ એમ જાણી તેમની સાથે મિત્રતા કરવાનો યત્ન કરવા લાગ્યો અને તેમને ત્યાં આવવા જવાનું પણ શરૂ કર્યું. કૃષ્ણ ભગવાન સમજતા હતા કે આ તેનો બનાવટી પ્રેમ છે અને કોઇ દિવસ તે પોતાના વેરનો બદલો લેશે. પરંતુ તેના આવવા જવાથી પોતાને કાંઇ નુકશાન નહિ થતું હોવાથી તેને તે રોકતા ન હતા. રૂકમીને પોતાને ત્યાં આવતો જતો જોઇ રૂક્મિણીના આનંદનો પાર રહ્યો નહિ. રૂકમીને અસંતુષ્ટ થયેલો જોઇ તેના દુ:ખનો પાર ન હતો, તે દુ:ખ અચાનક દૂર થયું. સત્ય છે કે સ્ત્રીઓનો પ્રેમ માતપિતા અને ભાઇ બ્હેનો પ્રત્યે વિશેષ હોય છે. રૂક્મિણી જાણતી ન હતી કે હજી પણ તેના ભાઈના મનમાં વૈરનો અગ્નિ ધુંધવાઈ રહ્યો છે. રૂકમીને માત્ર ભગવાન શ્રીકૃષ્ણ ઉપર દ્વેષ હતો. પોતાની બ્હેન અને ભાણેજ ઉપર બીજાઓના જેટલો જ સ્નેહ હતો. એક દિવસ તેણે ભગવાન કૃષ્ણને પોતાની કન્યાના વિવાહની વાત કરી અને તેમાં પધારવાને ઘણો આગ્રહ કર્યો. ભગવાન કૃષ્ણે તેનું આમંત્રણ સ્વીકાર્યું. યોગ્ય સમયે મ્હોટી ધામધૂમથી વિવાહ કાર્ય પરિપૂર્ણ થયું. તે શુભ અવસર ઉપર રૂક્મિણી પોતાના પુત્ર પૌત્ર સાથે ભોજકટ નગરીમાં પધાર્યાં હતાં. વિવાહ થઇ રહ્યા પછી કેટલેક દિવસે રૂકમી અને બળદેવજી દ્યૂત ક્રીડા કરવા લાગ્યા. રૂકમી તે વિષયમાં ઘણો ચતુર હતો. ભગવાન બળદેવજી જીતતા છતાં પણ તે દુષ્ટ માનતો નહિ અને પોતાની જીત કહી હર્ષ પામતો. આ પ્રમાણે બળદેવજી સાથે

કેટલીક વાર તોફાન કર્યાં પછી મશ્કરીમાં તેણે કહ્યું કેઃ તમો તો ગોપ છો. આવા કાર્યમાં તમે નિપુણ હોઈ શકો નહિ."

બળદેવજી તેની આવી તિરસ્કાર ભરેલી વાણી સાંભળી યુવરાજ રૂકમીના સહાયક રાજાઓ પણ હસવા લાગ્યા. એ જોઇ બળદેવજીને ઘણો ક્રોધ ચઢયો અને તેમણે તેજ સમયે રૂકમીને વીંધી નાખ્યો. એની સાથેના રાજાઓનું અભિમાન ઉતારી દીધું. આ પ્રમાણે શત્રુઓનો અહંકાર ઉતારી દીધો. રૂકિમણી અને તેનાં સંતાનો સાથે તેઓ દ્વારકાં ચાલ્યાં ગયાં. આ બનાવથી ભોજકટમાં ઘણી દીલગીરી છવાઇ ગઇ. રૂકમીના સહાયક રાજાઓ નગર છોડી ન્હાસી ગયા.

---

## અનિરૂદ્ધનો વિવાહ.

---

### ( ૧૩ )

ભગવાન વામનના પરમ ભક્ત મહારાજ બળીના સર્વ પુત્રમાં બાણાસુર સર્વથી મુખ્ય હતો. બાણાસુર ત્રિલોકનાથ શંકરનો અનન્ય ભક્ત હતો. તેથી શંકરભગવાનની તેના પર વિશેષ કૃપા રહેતી. બાણાસુરને ઉષા નામની એક કન્યા હતી. તે રૂપ ગુણમાં અનુપમ હતી. તેની બાળ સખીઓમાં ચિત્રરેખા નામની એક સખી સાથે તેને વિશેષ પ્રેમ હતો. રાજકુમારી ઉષા ચિત્રરેખાને પોતાના હૃદયની સર્વ વાત કહી દેતી. હરરોજ તે બન્ને એકાંતમાં બેસી પોતાના મનની વાત એક બીજાને કહેતી. ચિત્રરેખા ચિત્રકળામાં બહુ નિપુણ હતી. ચિત્રકળામાં તે એવી ચતુર હતી કે પશુ પક્ષીઓ તથા મનુષ્યોનાં ચિત્ર તે ઘણી જલદીથી આબેહૂબ તૈયાર કરતી.

ઉષા લગ્નને યોગ્ય થઇ હતી. તેના પિતાએ યોગ્ય વરનો શોધ કરવા માંડયો. ઉષા જેવી અદ્વિતીય રૂપવતી હતી તેવોજ સુંદર વર શોધવા લાગ્યા.

આ સમયે એક દિવસ ઉષાને અત્યંત ચિંતાતુર જોઇ તેની સખી ચિત્રરેખાએ કહ્યું: " બ્હેન ! આજે તમે ઉદાસ કેમ છો ? " ઉષાએ કહ્યું: " બ્હેન ! મ્હને એમ જણાય છે કે મ્હારી જીંદગી આ પ્રમાણે દુ:ખમાં જ વીતશે કે શું ? " ચિત્રરેખાએ કહ્યું: " બ્હેન ! એવો વિચાર શા માટે કરો છો. ભગવાન તમને ઉત્તમ પ્રકારનું સુખ સૌભાગ્ય આપશે. એક મહાન સમર્થ રાજાની રાજકુમારી થઇને તમે શા માટે આવી ચિંતા કરો છો. હજી સુધી તમારો વિવાહ થયો નથી. તમારૂં એ દુ:ખ પણ ભગવાન જલદી દૂર કરશે." ઉષાએ ગદ-ગદ કંઠે કહ્યું: " બ્હેન ! મ્હારે તો એજ ચિંતામાં જીંદગી ગાળવી પડશે." ચિત્રરેખાએ કહ્યું: " શું તમારે યોગ્ય પતિ કયાંય મળતો નથી?"

ઉષા:—" બ્હેન, હું હવે લગ્ન કરવા ચ્હાતી નથી. આજે મ્હને જે સ્વપ્ન થયું તે ઉપરથી મ્હને એવીજ ઇચ્છા થાય છે."

ચિત્રરેખા:—" શું તમે આજે કાંઇ સ્વપ્ન જોયું છે ? "

ઉષા:—" સ્વપ્ન તો જોયું છે પરંતુ—"

ચિત્રરેખા:—" પરંતુ એટલે શું ? તમે કેવું સ્વપ્ન જોયું છે ? જે હોય તે સત્ય કહો. "

ઉષાએ:—" બ્હેન ! તમારાથી મ્હેં કાંઇ વાત છાની રાખી નથી અને આજે પણ સત્યજ કહીશ. સાંભળો ! આજે રાતે મ્હેં સ્વપ્નમાં જોયું કે, એક અત્યંત સુંદર સ્વરૂપવાન યુવક મ્હારી સાથે સૂતો છે. મ્હેં તેને મ્હારૂં હૃદય અર્પણ કર્યું છે. મ્હેં ઘણીવાર સુધી

સ્વપ્નમાં જોયું કે પતિપત્નિ જે પ્રમાણે હાસ્યવિનોદ અને આનંદ ઉપભોગ કરે છે તેવોજ આનંદ મ્હેં તેની સાથે ભોગવ્યો. અહા તે આનંદનો પાર નહતો. આંખો ઉઘાડતાંજ મ્હેં જોયું કે એતો માત્ર સ્વપ્ન હતું. તે સમયથી જ મ્હને ઘણી ચિંતા થઇ રહી છે."

ચિત્રરેખાઃ—" સ્વપ્નમાં તો એવુંજ બન્યા કરે છે. એમાં ચિંતા કરવાનું કાંઇ કારણ નથી." ઉષાએ કહ્યું: "બ્હેન ! સ્વપ્નમાં મ્હેં જેને પતિ માન્યો છે તેનાજ ચરણકમળની દાસી ન બનું તો હું મ્હારા જીવન પર્યંત તેમનીજ સુંદર મૂર્તિનું ધ્યાન ધરીશ પણ બીજા સાથે કદી પણ પરણીશ નહિ."

ચિત્રરેખાઃ—" ગાંડી ! એમ તે કાંઇ બનતું હશે. સ્વપ્નના બનાવ ઉપર બુદ્ધિવાન મનુષ્યો ધ્યાન દેતાં સાંભળ્યાં છે ? જેની સાથે સ્વપ્નમાં તમે હાસ્યવિનોદ કર્યો, જેને તમે પતિ માની આનંદ ઉપ-ભોગ કર્યો તેને સાચો પતિ કેમ કહેવાય ? એવાં સ્વપ્નતો અનેક મનુ-ષ્યો નિત્ય જુવે છે. "

ઉષાઃ—" તમે સ્વપ્નની વાત ભલે તુચ્છ માનો પરંતુ હું તો એમજ કહીશ કે જે સ્ત્રીએ સ્વપ્નમાં પણ પરપુરુષનું ધ્યાન ધર્યું નથી તેજ સાચી પતિવ્રતા છે. પતિવ્રતા સ્ત્રીઓને માટે સ્વપ્નમાં પણ નઠારૂં કાર્ય તે નઠારૂં જ કહેવાશે. જાગ્રતાવસ્થામાં જે વિષયમાં ચિત્ત જાય છે તેજ સ્વપ્નાવસ્થામાં મનુષ્યને જણાય છે."

ચિત્રરેખાઃ—" ત્યારે તો તમે જાગ્રતાવસ્થામાં તે પુરુષનું ધ્યાન ધર્યું હશે. "

ઉષાઃ—" બ્હેન ! તમારાથી હું શું છાનું રાખું ? જ્યારથી મ્હારા લગ્નની વાત થાય છે અને વરની શોધ ચાલે છે ત્યારથી હું ઇશ્વ-

રને પ્રાર્થના કરૂં છું કે મ્હને એક ઉત્તમ વર આપે. "

ચિત્રરેખાઃ—" તેથીજ ઇશ્વરે તમને સ્વપ્નમાં ઉત્તમ વર આપ્યો છે. "

ઉષાઃ—" હા, હું એમજ સમજું છું. "

ચિત્રરેખાઃ—" ત્યારે પછી ચિંતા શા માટે કરો છો. હવે તેઓ નિત્ય સ્વપ્નમાં આવી તમને મળી જશે. "

ઉષાઃ—શું મ્હને તેમનાં પ્રત્યક્ષ દર્શન નહિ થાય ? તેમની સેવા કરવાની અમૂલ્ય તક મ્હને નહિ મળે ? "

ચિત્રરેખાઃ—" અત્યાર પહેલાં તમારા જેવી કોઇ ગાંડી બ્હેનપણી મ્હને મળી ન હતી. "

ઉષાઃ—" શું તમે મ્હને ગાંડી સમજો છો ? "

ચિત્રરેખાઃ—" સ્વપ્નના બનાવની પાછળ પડનાર સ્ત્રીને ગાંડી નહિતો બીજું શું કહેવાય. "

ઉષાઃ—" તમે ગમે તેમ સમજો પણ હું મ્હારા નિશ્ચયમાંથી ડગીશ નહિ. તમે મ્હારી પ્રિય બ્હેનપણી છો તેથી તમારે મ્હારા જેવી ગાંડી બ્હેનપણી ઉપર પણ દયા કરવી પડશે કારણ કે મ્હારે તમારા સિવાય બીજો કોઈ મદદગાર નથી. બ્હેન મ્હારા જેવી દુઃખીને તમારે મદદ કરવી જોઇએ. "

ઉષાના આ કથન પર ચિત્રરેખાને ઘણો પશ્ચાત્તાપ થયો. તેણે કહ્યું: " બ્હેન ! હું સાચા અંતઃકરણથી કહું છું કે તમારા ઉપર મ્હને અતિશય પ્રેમ છે. હું તમને ગાંડી સમજતી નથી, પરંતુ તમારી આ બાળક બુદ્ધિ જોઈ મ્હને હસવું આવે છે. મ્હારા કહેવાથી તમારે ખોટું લગાડવું નહિ. "

ઉષાઃ—"એમાં ખોટું લગાડવાનું કારણુ નથી, અને હું જે કહું છું તેમાં બાળક બુદ્ધિ પણુ નથી. ખાત્રી રાખજો કે મ્હારૂં હૃદય એવું નથી કે ગમે તે વખતે હું ગમે તેને વેચી દઉં. જે પતિદેવને એક વખત મ્હેં મ્હારા હૃદયમંદિરમાં પધરાવ્યા છે તે પછી સ્વપ્નાવસ્થામાં હોય તોપણુ શું થયું? તે પછી બીજા કોઇને કદિ પણુ સ્વીકારીશ નહિ એજ મ્હારૂં ધ્યેય છે. હું જીવનપર્યંત તેજ પવિત્ર મૂર્તિનું ધ્યાન ધરતી રહીશ. તેમનાં પ્રત્યક્ષ દર્શન નહિ થાય તો ચિંતા નહિ. હું યોગીનિ બનીને તેમનો શોધ કરીશ અને નહિ મળે તો તેમના ધ્યાનમાં જીવન વ્યતીત કરીશ."

ચિત્રરેખાઃ—"તમારા પિતા જે વર શોધી લાવશે તેની સાથે લગ્ન નહિ કરો?"

ઉષાઃ—"શું બે વખત લગ્ન કરવા કહો છો? સ્વપ્નમાં મ્હેં જેની સાથે લગ્ન કર્યું છે તેજ મ્હારા પતિદેવ છે. મ્હારા ઉપર તેમના સિવાય બીજા કોઇનો અધિકાર નથી. જો એ પ્રતિજ્ઞા માટે મ્હારા પ્રાણુ જાય તો પણુ કાંઇ ચિંતા નથી. તમને મ્હારે એટલું જ કહેવું છે કે જો તમારાથી બને તો મ્હને સહાયતા કરજો નહિ તો હું તેમના નામની જપમાળા ફેરવ્યા જ કરીશ."

ચિત્રરેખાઃ—"બ્હેન! તમારૂં પાતિવ્રત અતિશય પ્રશંસા પાત્ર છે. ઈશ્વર તમને સહાય કરશે. હું તમારી સેવા કરવા તૈયાર છું. મ્હારાથી બનતી સેવા કરવામાં પાછો પગ નહિ ભરૂં. જો તમારા પતિનો પત્તો લાગશે તો તે ગમે ત્યાંના રહીશ હશે તોપણુ આજે રાતેજ હું તેમને તમારી પાસે લાવી મૂકીશ. જો તમે મ્હને તેના રૂપ રંગ અને આકાર પ્રકારનું વર્ણન કહો તો હું તેમને ઓળખી શકું."

ઉષાઃ—"તેમનું શરીર શ્યામ છે. વક્ષઃસ્થળ ઉન્નત છે. અજાન બાહુ છે અને કમળના જેવાં મ્હોટાં મ્હોટાં નેત્ર છે. તેઓ પિતાંબર-ધારી છે."

ચિત્રરેખાઃ—"બ્હેન! હું કેટલાંક ચિત્રો બનાવું છું તેમાંથી તમે તમારા પતિને શોધી કાઢો."

ચિત્રરેખા પોતાના ઓરડામાં ચાલી ગઇ. તેણે ઉતાવળે હાથે કેટલાંક ચિત્રો બનાવ્યાં પરંતુ તેમાંથી ઉષાએ કોઇને પસંદ કર્યો નહિ.

અંતે ચિત્રરેખાએ કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધનું ચિત્ર બનાવ્યું. ઉષાએ તુરતજ આનંદ મગ્ન થઇ કહ્યું કેઃ "બ્હેન! એજ મ્હારા પતિદેવ, એજ મ્હારા હૃદયેશ્વર."

ચિત્રરેખાના હાથમાંથી ઉષાએ તે ચિત્ર લઇ પોતાના હૃદય સાથે ચાંપ્યું અને કહ્યું કેઃ "બ્હેન! આ કોણ છે? એમની ઓળખાણ આપો."

ચિત્રરેખાઃ—"બ્હેન! એતો દ્વારકાંધિશ ભગવાન શ્રી કૃષ્ણના પૌત્ર રાજકુમાર અનિરૂદ્ધનું ચિત્ર છે."

ઉષાઃ—"બહુ સારૂં બ્હેન, હવે કોઇ એવી યુક્તિ રચો કે તેમનાં મ્હને દર્શન થાય અને તેઓ મ્હારી સેવા સ્વીકારે."

ચિત્રરેખાઃ—"એમ બની શકશે. હું આજે રાતે એમને તમારે ત્યાં પહોંચાડી દઇશ. તે તમને પત્નિ તરીકે સ્વીકારી આનંદ પામશે."

ઉષાઃ—"મ્હારામાં તે એવો શો ગુણ છે કે તેઓ મ્હને સ્વીકારશે. પરંતુ જો મ્હારી પ્રાર્થના પર વિચાર કરશે તો જરૂર મ્હને પસંદ કરશે. એક અબળાની વિનંતિ તેઓ જરૂર સ્વીકારશે."

ચિત્રરેખાઃ—"તેઓ તમારી પ્રાર્થના સ્વીકારશે તોપણ તમારા પિતા કબૂલ નહિ કરે તો શું થશે?"

ઉષાએઃ—"મ્હને વિશ્વાસ છે કે પિતાજી તે કબુલ કરશેજ. કદાચ તેમની ઇચ્છા નહિ થાય તો પણ ચિંતા નથી. હું શરમ છોડીને કહી દઇશ કે મ્હેં એમને પતિ તરીકે સ્વીકાર્યા છે એ જાણી તેઓ કબૂલ કરશેજ."

ચિત્રરેખાઃ—"પરંતુ હું એમાં વિઘ્ન જોઉં છું. જો તેમની ઇચ્છા નહિ હોય તો તેઓ કદી પણ કબુલ કરશે નહિ. મ્હને તો એટલું જ ઠીક લાગે છે કે હું આજ રાત્રે અનિરૂદ્ધને તમારા શયનાગારમાં પહોંચાડી દઉં અને તમે જેમ સ્વપ્નમાં તમારા હૃદયનું દાન દીધું છે તેજ પ્રમાણે એકાંતમાં લગ્ન પણ કરી દો. તેમ થવાથી તમારા પિતા કાંઇ કરી શકશે નહિ. જો તેઓ યુદ્ધ કરશે તો પણ કાંઇ અડચણ નથી. તેઓ પણ મહાવીર પ્રદ્યુમ્નના પુત્ર છે."

ઉષાઃ—"એ પ્રમાણે વિવાહ કરવો યોગ્ય નથી. એમ કરવાથી લોકોમાં અપયશ મળે એમ છે, અને જો યુદ્ધ થાય તો કોઇ પણ પક્ષની હાની થયા વગર રહેશે નહિ. તે હું સહન કરી શકું નહિ."

ચિત્રરેખાએ કહ્યુંઃ "ત્યારે તમારો શો વિચાર છે?"

ઉષાઃ—"હું મ્હારા વિચાર માતાજીને કહીશ. માતાજી પિતાજીને કહેશે ત્યાંસુધી હું તેમના નામની માળા જપતી રહીશ. મ્હારા સ્વતંત્ર વિચારો કોઇ ફેરવી શકશે નહિ. બ્હેન શું આજે તમે મ્હને તે દેવ મૂર્તિનાં દર્શન કરાવી શકશો?"

ચિત્રરેખાઃ—"હા, જરૂર."

એટલું કહી ચિત્રરેખા ત્યાંથી ચાલી ગઈ. ઉષા ચિન્તાસાગરમાં ગોતાં ખાવા લાગી.

( ૧૪ )

પોતાના ભાઈના મૃત્યુ પછી રૂક્મિણી દુઃખી અવસ્થામાં દ્વારકાં પાછી આવી. ભગવાન શ્રી કૃષ્ણનાં બોધવચનોથી તેના હૃદયનું દુઃખ કંઇક ઓછું થયું. કુદરતનો એવો નિયમ છે કે જેમ જેમ વખત જાય તેમ તેમ મનુષ્ય દુઃખને ભૂલી જાય છે. ભગવતિ રૂક્મિણીના હૃદયનું દુઃખ ઓછું થયું ન હતું એટલામાં એક બીજો એવો બનાવ બનવાથી તે ઘણી ચિંતાતુર થઇ ગઇ. બીજે દિવસે પ્રાતઃકાળમાં ખબર મળી કે રાતે સૂવા ગયા પછી અનિરૂદ્ધને પલંગ સાથે કોઇ દૈત્ય ઉઠાવી ગયો છે ! એ દુઃખદ સમાચાર સાંભળી વ્યાકુળ થઇ. તેણે પતિની પાસે પોતાનું દુઃખ પ્રગટ કરતાં કહ્યું કેઃ પ્રાણેશ્વર ! હવે ગુપચૂપ બેસી રહેવાથી આપણું કામ થશે નહિ. દૈત્યનો ઉપદ્રવ વધ્યો જ જાય છે. જો તેમને યોગ્ય શિક્ષા નહિ આપો તો તેમની શુદ્ધ ઠેકાણે આવશે નહિ. તે વખતે પ્રદ્યુમ્નને કોઇએ સુવાવડના ઓરડામાંથી ચોરી લીધો હતો. આજે રાતે અનિરૂદ્ધને કોઇ પલંગ સહિત ઉપાડી ગયું છે. આ દુઃખ મ્હારાથી સહન થતું નથી માટે બનતી ઉતાવળે આપ તેનો શોધ કરો નહિતો તેનું અનિષ્ટ થવા સંભવ છે. ”

પત્નિને મુખેથી એ શબ્દો સાંભળીને કૃષ્ણ ભગવાને કહ્યું કેઃ “પ્રિયે ! ખાત્રી રાખજો કે અનિરૂદ્ધનું કોઇ અનિષ્ટ કરી શકશે નહિ. હમણાંજ હું તેનો શોધ કરવા માણસો મોકલું છું. જેમ બનશે તેમ જલદી હું તેને શોધી લાવીશ. પ્રદ્યુમ્નનું હરણ થયું તે સમયે પણ તમે આમ અધિરાં થઇ ગયાં હતાં. આ વખતે તો તમે વિશેષ અધિરાં થઇ ગયાં છો.”

રૂક્મિણીઃ—" નાથ ! સ્ત્રીઓની બુદ્ધિ કેટલી ? આવી સ્થીતિમાં અમે અધિરાં થઇ જઇએ એમાં આશ્ચર્ય શું ? જેના પુત્ર પૌત્રને દૈત્યો ઉપાડી જાય તેને ધૈર્ય કેમ રહે ? અનિરૂદ્ધનો વિયોગ મ્હારાથી સહન થતો નથી."

કૃષ્ણભગવાને રૂક્મિણીને બોધ વચનો કહી શાંતિ આપી. અનિરૂદ્ધને શોધવા સર્વત્ર દૂતો મોકલી દીધા. તેમણે વિચાર કર્યો કે દૈત્યોના દુરાચાર વધતા જાય છે તેમને નિર્મૂળ કર્યા વગર લોકોમાં શાંતિ સ્થપાશે નહિ. અનિરૂદ્ધનું હરણ થવાથી યાદવોને પણ બહુ દુઃખ થયું. તેમણે દૂર સુધી જઇ અનિરૂદ્ધનો શોધ કરવા માંડયો.

( ૧૫ )

ચિત્રરેખાએ પોતાના માયા—બળથી તે દિવસે રાતે અનિરૂદ્ધને પલંગ સહિત આકાશમાર્ગે ઉપાડી લાવી ઉષાના શયનગૃહમાં પહોંચાડી દીધો. ઉષા ઘણી આતુરતાથી તેના આવવાની વાટ જોઇ રહી હતી. ઉષાના રાજમહેલની આસપાસ સીપાઇઓનો સખત પ્હેરો હતો તથાપિ કોઇએ ચિત્રરેખાને પલંગ સહિત જતાં જોઇ નહિ. સર્વ મનુષ્યો પર તેણે માયાનો પ્રભાવ નાંખ્યો હતો. ઉષાના ઓરડામાં અનિરૂદ્ધનો પલંગ મૂકી ચિત્રરેખાએ કહ્યું કેઃ " બ્હેન ! મ્હેં તમારૂં કામ કરી દીધું. તમારા હૃદય દેવતા તમને પ્રાપ્ત થયા હવે આનંદ કરો. બારણું બંધ કરી દો. "

ઉષાએ તેને ત્યાં રહેવા ઘણો આગ્રહ કર્યો પરંતુ ચિત્રરેખા મધૂરૂં હાસ્ય કરતાં બોલીઃ આ સ્થળે હવે મ્હારી આવસ્યકતા નથી. તમે બન્ને ખૂબ આનંદ કરો." એમ કહી તે તુરતજ ચાલી ગઇ. ઉષાએ તુરતજ બારણાં બંધ કરી દીધાં અને અનિરૂદ્ધના પલંગ

આગળ બેસી વિચાર કરવા લાગી. હજી સુધી અનિરૂદ્ધની આંખ ઉઘડી નહતી તેને કશી ખબર નહતી.

ઉષા તેના પલંગ આગળ ઉભી ઉભી તેના દિવ્ય મુખ મંડળ સામે આતુર નેત્ર જોઇ રહી હતી. એટલામાંજ અનિરૂદ્ધની આંખો ઉઘડી ગઈ. તેઓ આંખો ચોળતા પલંગમાં ઉઠી બેઠા થયા. શરમને લીધે ઉષા ત્યાંથી થોડે દૂર જઇ બેઠી. ઓરડામાં શણગાર જોઇ અનિ-રૂદ્ધ કેટલાક સમય સુધી સર્વ વસ્તુઓ જોઇ રહ્યો, પછી તેમણે મનમાં ને મનમાં કહ્યું કે: "આ શુ! મ્હારા ઓરડામાં આ સ્વર્ગીય સુંદરી ક્યાંથી!" આમતેમ આંખો ફેરવી બોલ્યા કે: "શું હું સ્વપ્ન તો જોતો નથી." મનમાં અનેક વિચાર કર્યા પછી તેમણે ઉષાને કહ્યું કે: "દેવી! કૃપા કરી મ્હને કહો કે હું ક્યાં છું?"

ઉષાએ મૃદુ હાસ્ય કરતાં તમામ હકીકત કહી સંભળાવી. અનિ-રૂદ્ધે કહ્યું કે: તમારી શી ઇચ્છા છે?

ઉષાએ કહ્યું: "મ્હેં સ્વપ્નમાં આપને મ્હારા હૃદયનું દાન દીધું છે તેથી મ્હને આપની દાસી બનાવવી પડશે. તેમ નહિ કરો તો મ્હારો ધર્મ નષ્ટ થશે. જે સ્ત્રીમાં સતીત્વ નથી, જે સ્ત્રી પ્રતિવ્રતા નથી તે જન સમાજમાં કલંક રૂપ છે."

ઉષાનું સૌંદર્ય જોઇ અનિરૂદ્ધ અતિશય મોહ પામ્યો હતો, તેથી તેની માગણી કબૂલ કરતાં વિલંબ લગાડયો નહિ. તેમણે પલંગમાંથી બહાર આવી ઉષાનો હાથ પકડી તેને પલંગમાં બેસાડી કહ્યું કે: "હું તમારી સાથે લગ્ન કરી ચૂકયો. એ માટે ભયંકર યુદ્ધ કરવું પડશે તો પણ હું તૈયાર છું."

પતિ દેવતાના એ શબ્દો સાંભળી ઉષાના હૃદયમાં આનંદનો સાગર ઉછળી રહ્યો. આખી રાત તે બન્નેએ અતિશય પ્રેમ વાર્તામાં વિતાડી. બન્ને એક બીજાના સુંદર મનોહર સ્વરૂપ તરફ ધારી ધારીને જોઇ રહ્યાં. બન્ને પ્રેમ વિહ્વળ થઈ રહ્યાં. ઉષાને એવી ઇચ્છા હતી કે પોતાના પતિદેવને કેટલાક દિવસ સુધી ત્યાં ગુપચુપ રાખવો પરંતુ અનિરૂદ્ધ તેમ કરવા ચ્હાતો નહિં. બાણાસુરને એ સમાચાર મળી ગયા. તુરતજ તેનો મિજાજ જતો રહ્યો. તેણે અનિરૂદ્ધને કેદ કરવા ઇચ્છા દર્શાવી. ક્રોધને વશ થઈ તેણે અનિરૂદ્ધને પકડી લાવવા સેનાપતિને આજ્ઞા ફરમાવી. સેનાપતિ અનિરૂદ્ધના તરફ ગયો, અનિરૂદ્ધને આ સમાચાર મળતાં બહાર નીકળ્યા અને પોતાના મ્યાનમાંથી તરવાર કાઢી સેનાપતિની સામે થયા. બન્ને વચ્ચે તલવાર યુદ્ધ થયું. રણ વિશારદ અનિરૂદ્ધે પોતાના રણ કૌશલ્યથી થોડી વારમાંજ બાણાસુરના સેનાપતિનું મસ્તક ઉડાવી દીધું. સેનાપતિના મરણના સમાચાર સાંભળી બાણાસુરની તમામ સેના ક્રોધે ભરાઇ ઉઠી. બાણાસુર પણ ક્રોધને લીધે કંપતો અસ્ત્ર શસ્ત્ર લઇ અનિરૂદ્ધ સાથે લઢવા ચાલ્યો. બન્ને વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. બાણાસુરની વીરતા સંસારમાં પ્રસિદ્ધ હતી. આ સમયે તેની સાથે યુદ્ધ કરે એવું બીજું કોઇ ન હતું તેથી તેને ઘણું અભિમાન થયું હતું પરંતુ યુદ્ધમાં બાળકની વીરતા જોઇ તેનું હૃદય કંપી ઉઠયું. તેણે ખુલ્લા દીલથી અનિરૂદ્ધની પ્રશંસા કરી. વીર અનિરૂદ્ધનું રણ કૌશલ્ય જોઇ બાણાસુર બહુ ક્રોધે ભરાયો અને તેને હરાવવા ઘણા યત્નો કર્યા. ઘણીવાર સુધી યુદ્ધ કર્યા પછી અંતે તેણે અનિરૂદ્ધને નાગ પાશથી બાંધી કેદખાનામાં નાખી દીધો. પતિના કેદ થવાના સમાચાર સાંભળી ઉષાના હૃદયમાં ઘણું કલ્પાંત થયું અને હાથ જોડી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી કે: હે જગતપિતા!

પતિવ્રતાની લજ્જા રાખવી તમારે હાથ છે. મ્હારા સતીત્વનું રક્ષણ કરો."

આ પ્રમાણે વિલાપ કરતી તે પોતાના ઓરડામાં ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી. થોડી વારમાંજ તેણે સમાચાર સાંભળ્યા કે ભગવાન કૃષ્ણ અને બળદેવજી વીગેરે પોતાના વીર સામંત અને સેના સહિત પોતાના પૌત્રના રક્ષણ માટે ત્યાં આવી ચઢયા છે. ઉષાના હૃદયમાં આશા ઉત્પન્ન થઇ. જોત જોતામાં દૈત્યો અને યાદવો વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું. ભગવાન કૃષ્ણ સાથે યુદ્ધ કરવા માટે બાણાસુર પોતાના આરાધ્ય દેવ શંકર ભગવાનનું સ્મરણ કરી યુદ્ધમાં આગળ વધ્યો. ભક્તના રક્ષણને માટે શંકર ભગવાન યુદ્ધ ક્ષેત્રમાં આવી પહોંચ્યા. બન્નેનું લશ્કર ભારે યુદ્ધ કરવા લાગ્યું. ઘણીવાર સુધી યુદ્ધ થવા છતાં કોઇ હાર્યું નહિ. બન્ને તરફના ઘણા યોદ્ધાઓ રણમાં પડયા. અંતે શંકર ભગવાને વચ્ચે પડી લડાઇ બંધ કરાવી દીધી. તેમણે પોતાના ભક્ત બાણાસુર પાસે કૃષ્ણ ભગવાનની ક્ષમા મંગાવી. શંકરની આજ્ઞાથી બાણાસુરે કૃષ્ણ અને બળદેવજીની ક્ષમા માગી અને તેમનો ઘણો આદર સત્કાર કરી પોતાના રાજ મહેલમાં લઈ ગયો ત્યારપછી શુભ ચોઘડીયામાં વેદ વીધિ અનુસાર ઉષા-અનિરૂદ્ધનાં લગ્ન કર્યાં. પૌત્ર-વધૂ સાથે બળદેવ પોતાની નગરીમાં આવ્યા. પૌત્ર-વધુ સાથે પૌત્ર અનિરૂદ્ધને મેળવવાથી ભગવતિ રૂક્મિણી અતિશય પ્રસન્ન થયાં.

જાંબુવંતી, સત્યભામા, વગેરે રાણીઓ અતિશય આનંદ પામ્યાં. ઘણા આદર સત્કાર સાથે ઉષાને રાજમહાલયમાં રાખવામાં આવી. સર્વ યુવતીઓ તેનો નમ્ર સ્વભાવ અને સુંદરતા જોઇ તેની

પ્રશંસા કરતી હતી. ભગવતિ રૂકિમણી પોતાની પૌત્ર-વધૂ અને પુત્ર વધૂને પોતાના આદર્શ ચરિત્રથી આદર્શ બનાવવા લાગ્યાં. સત્ય છે કે બાળકોની પેઠે નવ વધૂઓના ચિત્ત ઉપર પણ પોતાના ઘરની વડીલ સ્ત્રીઓના ચરિત્રનો વિશેષ પ્રભાવ પડે છે. વડીલોનાં ચરિત્ર જોઇ બાળકો અને યુવકો તેમના ચરિત્રનું અનુકરણ કરે છે. જો કે ઉષા અને રતિ એ બન્ને પાતિવ્રત્ય ધર્મ સારી પેઠે સમજતાં હતાં પરંતુ ભગવતિ રૂકિમણીના પવિત્ર આચરણ પ્રમાણે વર્તન રાખી પોતાના ચરિત્રને વિશેષ ઉજ્વળ બનાવી દીધું. એક દિવસ પતિદેવની આજ્ઞાથી ભગવતિ રૂકિમણી શ્રી લક્ષ્મિજીના દર્શન સમાગમનો લાભ લેવા તેમના તરફ ગયાં. ભગવાન કૃષ્ણની પ્રિયતમા રૂકિમણીને ઘણા પ્રેમથી પોતાની પાસે બેસાડી લક્ષ્મિજીએ પાતિવ્રત મહિમાનું વર્ણન કરી સ્ત્રીઓના કર્તવ્ય સંબંધી તેમને ઉપદેશ કર્યો. લક્ષ્મિજીને મુખેથી અનેક પ્રકારનો ઉપદેશ સાંભળી રૂકિમણી પુનઃ દ્વારકાંપુરી આવ્યાં અને તન મનથી પોતાના પતિ દેવની સેવામાં તલ્લીન થઇ સુખપૂર્વક સમય ગાળવા લાગ્યાં.

---

## રૂકિમણીનું ચિતારોહણ.

### ( ૧૬ )

એક દિવસ જે યદુવંશીઓના બળ અને પરાક્રમ જોઇ સંપૂર્ણ સંસાર મસ્તક નમાવતો અને દેવ તથા દાનવ સર્વે જેની ખૂબ પ્રશંસા કરતા તે વીર યદુવંશી સમયના પ્રભાવથી દીન પર દીન ઉચ્છૃંખલ થવા લાગ્યા. તેમની વિલાસ પ્રિયતા દિનસે બમ-

ણી અને રાતે ચોગણી વધવા લાગી. મદ્યપાન વગેરે ખરાબ નિશા-ઓએ યદુ વંશીઓના હૃદયમાં પોતાનું ઘર જમાવ્યું. અંતે એજ સુરાદેવીની કૃપાથી પરસ્પર ફૂટ થવાથી યદુ વંશીઓનું સત્યાનાશ વળ્યું. આ સમાચારથી પતિવ્રતા રૂકિમણીને અતિશય દુઃખ થયું. યદુ વંશીઓનાં એવાં દુષ્કૃત્યો જોઇ તેનું હૃદય બહુ દુઃખી થયું પરંતુ તેમને સુધારવાનો કોઈ માર્ગ ન હતો તેથી તે મનમાં ને મનમાં મુઝાયા કરતી. ભવિષ્યનો વિચાર કરી ભગવાન કૃષ્ણે પણ હસ્તિનાપુરથી મહાભારતના વીર અને શ્રેષ્ઠ પોતાના બહાદૂર સખા અર્જુનને બોલાવી મંગાવ્યો. ભવિષ્યની ભયંકર દશાના સમાચાર આપવા તેઓ પોતે પણ પોતાના પિતા પાસે દ્વારિકાં પધાર્યા.

દ્વારકાંથી પાછા આવ્યા પછી શ્રી કૃષ્ણ ભગવાને પોતાના પ્રિય ભાઇ બળદેવજીને યોગાસને બિરાજી પ્રાણ ત્યાગ કરતાં દીઠા. પોતાના ભાઇના મરણથી શ્રી કૃષ્ણનું હૃદય ચુરેચુરા થઇ ગયું. તેઓ શોક વિહ્વળ થઇ એક વૃક્ષ નીચે જઇ યોગ નિદ્રાવશ થઇ સુઇ ગયા. આ સમયે એક પારધિનું મારેલું બાણ ભગવાન કૃષ્ણના ચરણ કમળમાં વાગ્યું તેથી ભગવાનના ચરણ કમળમાંથી લોહીની ધારા વહેવા લાગી. તે સાથે તેમનો મહાન આત્મા આ નાશવંત સંસાર છોડી સ્વસ્વરૂપમાં લીન થઇ ગયો.

મહા બળવાન અર્જુન દ્વારકાં આવ્યો પરંતુ તેને તે નગરી શ્મશાન તુલ્ય જણાવા લાગી. અર્જુને કેટલાક દિવસ ત્યાં રહી કૃષ્ણ અને બળદેવની ઉત્તર ક્રીયા કરી તે પછી તેમણે શ્રી કૃષ્ણચંદ્રના કુટુંબની સ્ત્રીઓ તથા બાળકોને લઇ હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું.

રસ્તામાં પંચનદની પાસે લુંટારાઓએ અર્જુન અને તેની સાથેના માણસોને લુંટી લીધા. સમયના બળને લીધે અર્જુન તે લુંટારાઓને કાંઇપણ કરી શક્યો નહિ. તેણે લાચારીથી પોતાની પાસેનું સર્વ ધન તેમને આપી દીધું અને હસ્તિનાપુર તરફ ચાલ્યો ગયો. અહીં આવ્યા પછી કેટલીક સ્ત્રીઓ તપ કરવાની ઇચ્છાથી હિમાલય તરફ ચાલી ગઇ અને રૂકિમણી વગેરે સતી રાણીઓ ચિતા તૈયાર કરાવી શાસ્ત્ર વિધિ પ્રમાણે પતિનું ધ્યાન ધરતી ચિતામાં ભસ્મ થઇ ગઇ.

આ પ્રમાણે સતી કુળ શ્રેષ્ઠ પતિવ્રતા રૂક્મિણીએ સંસારમાં પોતાનો નિર્મળ યશ, અક્ષય કીર્તિ અને ઉજવળ આદર્શ મૂકી પતિલોકમાં ગમન કર્યું.

**સતી અને પ્રતિવ્રતાનો જય થાવ.**



# પુસ્તકો વેચનાર વેપારીઓને સુચના.

હાલમાં અમોએ સારાં, સસ્તાં ને સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે. નવાં નવાં પુસ્તકો બહાર પડતાં જાય છે. આપ આપનું નામ નોંધાવશો તો છપાતાં નવાં પુસ્તકો જણાવતા રહીશું. આપ પુસ્તકોનો ઓરડર હવેથી અમારાપર મોકલશો.

## ફેરીઆ વ્યાપારીઓને સુચના.

આપને જુજ મૂડીમાં આપનો નિર્વાહ ચલાવવો હોય તો હલકી કીમ્મતનાં સારાં ને સચિત્ર પુસ્તકોનો ઓરડર અમારા તરફ મોકલશો.

## ગામે ગામ એજન્ટો જોઇએ છે.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાનાં અમારાં સારાં સસ્તાં ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુંકી મુદતમાં ચાર ઘણો નફો મેળવશો.

## વાંચવા લાયક સચિત્ર પુસ્તકો.

### વી. પી. ખર્ચ દરેક લૉટનું જુદુ પડશે.

### (લૉટ નં. ૧) રૂ. ૫)નાં સચીત્ર પુસ્તકો રૂ. ૩માં.

નરસીંહ મહેતો ભા. ૧ લો ૦-૧૦-૦, ૨ જો ૦-૧૦-૦ મીરાંબાઇ ભા. ૧લો ૦-૧૦-૦ ૨ જો ૦-૧૦-૦, રામલીલા ૧ લો ૦-૧૦-૦, ૨ જો ૦-૧૦-૦, મદાલસા ૧ લો ૦-૧૦-૦, ૨ જો ૦-૧૦-૦ વિ. પી. જુદું.

## (લૉટ નં. ૨) રૂ. ૫) નાં પુસ્તકો રૂ. ૩–૮–૦ માં

સતી દ્રૌપદી ૦–૧૦–૦, સતી સીતા ૦–૧૦–૦ હિંદુસંસાર ૦–૧૦–૦, હરીશ્ચંદ્રને તારામતી (વાર્તામાં) ૦–૧૦–૦, કૃષ્ણ–સુદામા ૦–૧૦–૦, નળ દમયંતી ૦–૧૦–૦, વીણાવેલી ભા. ૧ લો ૦–૧૦–૦, ભા. ૨ જો ૦–૧૦–૦, આ બધાં પુસ્તકો સચિત્ર છે.

## (લૉટ નં. ૩) રૂ. ૫)નાં સચીત્ર પુસ્તકો રૂ. ૩–૧૨–૦ માં.

જુલ્મી જનેતા ૦–૧૦–૦, રક્ષક કે ભક્ષક ૦–૧૦–૦, પવીત્ર કુમાર ૧ લો ૦–૧૦–૦, પવિત્રતાનો પ્રતાપ ૦–૧૦–૦ વિજયાવિજય ૦–૧૦–૦, કોણ ચાલાક ૦–૮–૦. જીવતી ચુડેલ ૦-૮–૦, સત્ય-નારાયણની કથા ૦–૬–૦, શોભના ૦–૮–૦.

## (લૉટ નં. ૪) રૂ. ૧૦–૮–૦ નાં પુસ્તકો રૂ. ૭માં.

બત્રીસ પુતળી પાકી સોનેરી રૂ. ૩–૮–૦, સુડાબહોતરી ૨–૮–૦ રાજકડીઆરો રૂ. ૧–૪–૦, બાદશાહ-બીરબલ પાકું પુઠું ગ્લેઝ કાગળ રૂ. ૨–૦–૦ છેલની વાતો ૧–૪–૦.

## (લૉટ નં. ૫) રૂ. ૧૦) નાં પુસ્તકો રૂ. ૭–૮–૦ માં.

કાવ્યદોહન ભા. ૧–૫ (શુદ્ધ) ૨–૮–૦, પંચીકરણ ૧–૮–૦, સંતસમાજ ભજનાવળી ૧-૦–૦, ગીરધરકૃત રામાયણ ૨–૦–૦, નઝીર કાવ્ય રૂ. ૧–૦–૦, કબીર કૃષ્ણગીતા ૧–૦–૦, પ્રીતમની વાણી ૧–૦–૦.

## (લૉટ નં. ૬) રૂ. ૧૫) નાં પુસ્તકો રૂ. ૧૦)માં

સરોવરની સુંદરી ૧ લો ૦-૧૦–૦, ૨ જો ૦–૧૦–૦, ઝેરની પ્યાલી ૧ લો ૦–૧૦–૦, ૨ જો ૦–૧૦–૦, ખુનીની ખોપરી ૦–૧૦–૦ કામીનીનો ભોગ ૦–૧૦–૦, વિષનો વરસાદ ૦–૧૦–૦, જગતનો

જાદુગર ૦-૧૦-૦, પાપનું પડીકું ૦-૧૦-૦ ઝેરી ઝવેરી ૦-૧૦-૦, વીરનું વેર યાને સાચો સવાશેર ૦-૧૦-૦, સાડાત્રણ ભાઇબંધ ૦-૧૦-૦ સવાશેરની શોધમાં ૦-૮-૦, પવિત્ર લીલાવતી ૦-૮-૦, જરદાલુ ૦-૧૦-૦, દિવાન ૦-૧૦-૦, દોઢ દિવસની દુનિઆ ૦-૮-૦, ચમ્પા ૦-૧૦-૦, યુવકરાય ૦-૧૦-૦, નોંધણજી ૦-૧૦-૦, અજબ ગજબ ૦-૧૦-૦, હીમરાણી ૦-૧૦-૦, કાળીનો એક્કો ૦-૧૦-૦, જાદુઇ આયનો ૦-૧૦-૦, અર્જુનદેવ ૦-૮-૦.

**(લૉટ નં. ૭) રૂ. ૧૦-૮-૦નાં પુસ્તકો રૂ. ૭-૮-૦માં** વિ. પી. જુદું,

પૉકેટ ઇં. ઇન્ડુ ગુજરાતી ડીક્ષનેરી પાનાં ૧૦૮૮ રૂ. ૨-૮-૦, પૉકેટ ગુ. ઇન્ડુ ઈં. ડીક્ષનેરી પાનાં ૧૨૧૮ રૂ. ૨-૮-૦, અંગ્રેજી અભ્યાસ ૧-૮-૦ બીઝનેશ કોમર્સીયલ કોરેસ્પોન્ડેન્સ રૂ. ૨-૮-૦ પૈસા કેમ કમાવા ? ૧-૮-૦

## (લૉટ નં. ૮) રૂ. ૨૧) નાં પુસ્તકો રૂ. ૧૫) માં

અત્યાર સુધીની ડીક્ષનેરીમાં સૌથી સારી ને મોટામાં મોટી ઇંગ્રેજી ડીક્ષનેરીઓ જેવી ધી મહાભારથ ઇં. ઇન્ડુ ગુ. ડીક્ષનેરી પાનાં ૧૬૧૬ વજન ૬ શેર રૂ. ૧૫-૦-૦, તેવીજ રીતે મોટામાં મોટો ગુજરાતી શબ્દકોષ એલ. જી. પટેલકૃત કી. રૂ. ૬), આ લૉટના પૈસા હિંદુસ્તાન બહારના ગ્રાહકોએ પ્રથમ મોકલી આપવા.

## લૉટ સંબંધી ગ્રાહકોને સૂચના.

તા. ક. લૉટના પુસ્તકો પૈકી જે અમુક કીંમતનું પુસ્તક પસંદ ન હોય તો બીજી લૉટનું તેટલીજ કીંમતનું પુસ્તક પસંદ હોય તો તે પણ મોકલીશું. લૉટમાં જે પુસ્તકો દર્શાવ્યા છે તે પુસ્તકો લૉટમાં દર્શાવેલી પુરી કીંમતે મળશે.

| | |
|---|---|
| ડાકુની દીકરી | ૦-૧૦-૦ |
| સોનેરી જાળ | ૦—૮—૦ |
| જળ સમાધી | ૦—૮—૦ |
| અભાગીની લક્ષ્મી | ૦—૮—૦ |
| માયાવી મહેલ | ૦—૮—૦ |
| રાજા ભરથરી (સચિત્ર) | ૦—૮—૦ |
| ભયંકર મૂર્તી ને ભેદીખૂન | ૦—૮—૦ |
| નિહાલીસ્ટના પંજામાં એ ખૂરખાવાળી કોણ | ૦-૧૨-૦ |
| અત્યાચારી અપ્સરા | ૦—૮—૦ |
| પૃથુરાજ ચૌહાણભા.૧લો | ૦-૧૨-૦ |
| સદર ભા. ૨ જો | ૦-૧૨-૦ |
| મહાદેવીની મૂર્તિ | ૦—૮—૦ |
| નવલશાહ હીરજી | ૦—૮—૦ |
| સોળ વરસની સતી | ૦-૧૦-૦ |
| શયતાની લીલા | ૦—૮—૦ |
| ભયંકર ભામીની | ૦—૮—૦ |
| આબાદ ડિટેકટિવ | ૦—૮—૦ |
| લાલનો બાદશાહ | ૦—૮—૦ |
| સમાજનો શિકાર | ૦-૧૦-૦ |
| લક્ષાધીપતી કે લુંટારો | ૧—૦—૦ |
| જાદુઇ માછલી | ૦—૮—૦ |
| પુષ્પશૃંગાર નોવેલ | ૦—૮—૦ |
| રૂઢી પ્રાબલ્ય | ૦—૮—૦ |
| જાદુઇ ચાતો | ૦-૧૨-૦ |
| સંગીત ફોનોગ્રાફ ગાયન સંગ્રહ | ૧—૦—૦ |
| પોલાદી પંજો | ૦-૧૨-૦ |
| દૈવી પોપટ | ૦-૧૨-૦ |
| લવંગ લતા | ૦—૮—૦ |
| કુસુમકુમારી | ૦—૮—૦ |
| કામલતા | ૦—૮—૦ |
| ચિતોડનો કરણ | ૦—૮—૦ |
| પ્રતાપી પ્રમીલા | ૦—૮—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્ર | ૦—૮—૦ |
| મડાપચીસીની વાર્તા | ૦—૮—૦ |
| મહારાજા ગોપીચંદ | ૦-૧૨-૦ |
| બેકનના નિબંધો | ૦—૬—૦ |
| શારીરીક શિક્ષણ | ૦—૬—૦ |
| છેલની વાર્તા | ૨—૦—૦ |
| જાદુઇ દેવ વિદ્યા | ૧—૦—૦ |
| રાજસિંહ નાટક ભાષણ સાથે મોરબી કંપનીના | ૧—૦—૦ |
| ચંદ્રહાસ નાટક ભાષણ સાથે મોરબી કંપનીના | ૧—૦—૦ |
| મહારી કુસુમ ભા. ૧લો | ૦—૬—૦ |
| સદર ભા. ૨જો | ૦—૪—૦ |
| કૃષ્ણ ભજનમાળા | ૦-૧૨-૦ |
| સીતા વનવાસ | ૦-૧૨-૦ |
| સુદામા ચરિત્ર | ૦-૧૦-૦ |

| | |
|---|---|
| પ્રેમમસ્ત મુસાફરી | ૦—૮—૦ |
| હુન્નરસાર સમુદાય | ૦—૧૨—૦ |
| મહાન સીકંદર | ૦—૨—૦ |
| ચંદ્રલતા ને પ્રેમમૂર્તિ | ૧—૦—૦ |
| રસીક ગાયન સંગ્રહ | ૦—૨—૦ |
| ગઝલમાં ગીતા | ૦—૧૨—૦ |
| સંતસમાજ ભજનાવળી ભાગ ૨ જો | ૧—૮—૦ |
| અસલી સચિત્ર કોકશાસ્ત્ર | ૧—૮—૦ |
| નિર્દોષ નિર્મળા યાને સાળી કે સાપણ | ૦—૮—૦ |
| કાઠીઆવાડી કથાકુંજ ભા. ૧ લો | ૦—૮—૦ |
| સદર ભા. ૨ જો | ૦—૮—૦ |
| બુલબુલ | ૦—૮—૦ |
| રા' નવઘણ | ૦—૮—૦ |
| ગઝલે હિન્દ મોટી | ૧—૦—૦ |
| રા. કવાટ | ૧—૮—૦ |
| વિનાશીની વામા યાને રામ-રાજાનો સર્વનાશ | ૧—૮—૦ |
| નંદબત્રીસી | ૦—૮—૦ |
| ગોહીલ વીર મોખડાજી | ૦—૨—૦ |
| સાસુના સંતાપથી વહુનો આપઘાત | ૦—૨—૦ |
| રત્નાકર પચીસી તથા નેમ-નાથનો લોકો | ૦—૨—૬ |
| રોગ નીવારણ | ૦—૧૨—૦ |
| શીવ મહીમ્ન | ૦—૨—૦ |
| વિષ્ણુ સહસ્ત્ર નામ | ૦—૪—૦ |
| આદીત્ય હૃદય | ૦—૬—૦ |
| સંસાર શિક્ષક | ૨—૦—૦ |
| ગેબી ખુન | ૦—૩—૦ |
| ખુની રમણ | ૦—૩—૦ |
| વસંત ચંબેલી | ૦—૩—૦ |
| છુપી પોલીસ | ૦—૩—૦ |
| પ્રેમસરિતા | ૦—૩—૦ |
| શામળશાહના વિવાહ | ૦—૨—૦ |
| કાળો નાગ | ૦—૨—૦ |
| વકરેલો વાઘ | ૦—૨—૦ |
| હાથજોડ સર્વ દેવપૂજા | ૦—૨—૦ |
| કામરૂદેશની ઇંદ્રજાળ | ૦—૪—૦ |
| માંયરાની મુસીબત | ૦—૨—૦ |
| પરણ્યાની પહેલી રાત | ૦—૨—૦ |
| સુદામાની બારાખડી ને હનુમાન ચાલીસા | ૦—૨—૦ |
| હારમોનીયમ શિક્ષક ભા. ૧ લો | ૧—૦—૦ |
| સદર ભા. ૨ જો | ૧—૦—૦ |
| સદર ભા. ૩ જો | ૧—૦—૦ |
| જેમંગળ હાથીની વાર્તા | ૦—૮—૦ |
| ફારસ સંગ્રહ | ૦—૬—૦ |

| | |
|---|---|
| નવરાત્રીના ગરબા | ૦—૨—૦ |
| નારાયણુ કવચ | ૦—૨—૦ |
| રામ રક્ષા | ૦—૨—૦ |
| શીંગડાની શોભા | ૦—૨—૦ |
| સાડા આઠ ખૂન | ૦—૨—૦ |
| ગજરામારૂનીવાર્તા(સચિત્ર | ૦—૮—૦ |
| સદેવંત સાવળીંગાનીવાર્તા | ૦—૮—૦ |
| ગુલબંકાવલીની વાર્તા (સચિત્ર) | ૦—૮—૦ |
| બરાસ કસ્તુરીની વાર્તા | ૦—૮—૦ |
| સુંદર કામદારની વાર્તા (સચિત્ર) | ૦—૮—૦ |
| પારસમણી | ૦—૮—૦ |
| ભજનસાગર | ૦—૮—૦ |
| ભજન ભંડાર | ૦—૮—૦ |
| સંતસમાજ | ૦—૮—૦ |
| ચંદ્રસેન ને વેણી પદમણીની વાર્તા | ૦—૪—૦ |
| ભેદી મુડદુ | ૦—૬—૦ |
| જાદુ કપટ (હાથ ચાલા-કીના ખેલો ) | ૦—૧૨—૦ |
| નારી કે નાગણુ | ૦—૪—૦ |
| ડાહ્યો કે દીવાનો | ૦—૩—૦ |
| સત્યનારાયણુની કથાની ચોપડી | ૦—૬—૦ |
| ઓચ્છવ પદમાળા | ૦—૪—૦ |
| બાદશાહ બીરબલની વાર્તા | ૦—૧૦—૦ |
| સ્ત્રીચરિત્રની વાર્તા | ૦—૮—૦ |
| નાના ભરથરી (સંગીતમાં | ૦—૪—૦ |
| ગજલે હિન્દ નાની | ૦—૪—૦ |
| ભારતનો ભૂપાળ | ૦—૬—૦ |
| સતી કે શંખણી | ૦—૬—૦ |
| છેલજરાર ને રાણીબુમના | ૦—૪—૦ |
| ટુકડા માટે ખેંચતાણુ | ૦—૨—૦ |
| સુધરેલી સરલા ને મારી બૈરી બી. એ. | ૦—૪—૦ |
| કૃષ્ણુ ભજન સંગ્રહ | ૦—૬—૦ |
| ડોલતી દુનીયા ને વાગતો ઘંટ | ૦—૬—૦ |
| જ્ઞાન ઉપદેશ | ૦—૪—૦ |
| ભાગ્યવાન અભયસિંહની વાર્તા | ૦—૨—૦ |
| ચંદનમલ્યાગરીની વાર્તા | ૦—૫—૦ |
| દયાની દેવી | ૦—૬—૦ |
| રાજાહરિશ્ચંદ્ર(સંગીતમાં) | ૦—૬—૦ |
| વિચિત્ર વારાંગના | ૦—૮—૦ |
| ન્યુ ખુબસુરત ફેનોગ્રાફ ગાયનમાળા નં. ૩જો | ૦—૧૨—૦ |
| રણુછોડલીલા ભા.૧લો | ૦—૧૦—૦ |

| | |
|---|---|
| રણછોડલીલા ભા. ૨જો | ૦-૧૦-૦ |
| ઓડાણો ભા. ૧ લો | ૦-૧૦-૦ |
| સદર ભા. ૨જો | ૦-૧૦-૦ |
| ગઢવી હાલો | ૦-૮-૦ |
| મેના શેઠાણી | ૦-૮-૦ |
| ભયંકર ભુતાવલી | ૦-૮-૦ |
| જસમા ઓડણ ને સતી સાવિત્રીનો ગરબો | ૦-૮-૦ |
| સરોવરનીસુંદરીભા.૧લો. | ૦-૧૦-૦ |
| ,, ,, ભા.૨જો | ૦-૧૦-૦ |
| ઝેરની પ્યાલી ભા.૧લો. | ૦-૧૦-૦ |
| બળાત્કારનો બદલો | ૦-૬-૦ |
| અક્કલનો ભંડાર | ૦-૬-૦ |
| ચતુર સુંદર સ્ત્રીવિલાસ ગરબાવળી નાની | ૦-૮-૦ |
| સતિ તેજબા | ૦-૮-૦ |
| લાલ કમળા | ૦-૪-૦ |
| ખીમરો ને ખંભાતણ | ૦-૮-૦ |
| એવક્કા મુનીમ | ૦-૬-૦ |
| સાડા સાત ખૂન | ૦-૮-૦ |
| ચાર લાખની ચોરી | ૦-૮-૦ |
| જોહરે મહેશીલ | ૦-૮-૦ |
| સતિ ભક્તિપ્રભા | ૦-૮-૦ |
| ભામીની | ૦-૧૨-૦ |
| હિન્દકિર્તન | ૦-૬-૦ |
| સંવાદસંગ્રહ | ૦-૪-૦ |
| વસંત અને ગુલાબ | ૦-૮-૦ |
| ચંદ્રહારની ચોરી | ૦-૮-૦ |
| ગુણસુંદરી | ૦-૮-૦ |
| મોહિનીચંદ્ર | ૦-૮-૦ |
| ભજન રત્નાકર | ૦-૬-૦ |
| શયતાનનો શિકાર | ૦-૬-૦ |
| એભલવાળો ને સતીસાંઇ | ૦-૪-૦ |
| ઘડામાં થાળી | ૦-૮-૦ |
| ખૂની શયતાન | ૦-૮-૦ |
| પારસમણી મોટી | ૦-૧૦-૦ |
| ભક્ત શિરોમણી મોટી | ૦-૧૦-૦ |
| ભજનસાગર મોટી | ૦-૧૦-૦ |
| ભજનભંડાર મોટી | ૦-૧૦-૦ |
| પ્રારબ્ધકર્મ | ૦-૧૨-૦ |
| રાક્ષસી કૂતરો | ૦-૮-૦ |
| ન્યુ ખુબસુરત ગાયનમાળા નં. ૪ થો | ૦-૧૨-૦ |
| હલામણ જેઠવો | ૦-૮-૦ |
| બોલતો પલંગ | ૦-૧૦-૦ |
| ભર્તુહરી નાટક | ૦-૮-૦ |
| ટેલીગ્રાફ ગાઈડ બુક | ૦-૪-૦ |
| જાદુઇ જડીબુટી | ૦-૮-૦ |
| ચંદ્રચકોરી | ૦-૮-૦ |
| સતી લીલાવતી | ૦-૮-૦ |

| | |
|---|---|
| કમળા કિશોરી | ૦—૮—૦ |
| ઝેરની પ્યાલી ભા.૨જો | ૦-૧૦-૦ |
| ભક્ત સુરદાસ ભા. ૧લો | ૦-૧૦-૦ |
| ,, ભા. ૨જો | ૦-૧૦-૦ |
| રાણકદેવી ને રાયખેંગાર | ૦—૮—૦ |
| ગઝલેસ્તાન | ૦—૪—૦ |
| ગુલબી ગણીકા | ૦—૮—૦ |
| પ્રસન્ન કથાકુંજ | ૦—૮—૦ |
| રા. હડીયાસ | ૦—૮—૦ |
| જ્ઞાનેશ્વરી કર્ણ | ૦—૮—૦ |
| દેશી ઘરવૈદું | ૦—૮—૦ |
| ડિટેકટીવ કે દેવ | ૦—૮—૦ |
| એકજ પૈસો | ૦-૧૦-૦ |
| કપટસિંહનું કાવત્રુ | ૦—૮—૦ |
| લાલ દીવો | ૦—૬—૦ |
| મહોબત કે ખૂન | ૦—૮—૦ |
| મૃદાલસા ભા. ૧ લો | ૦-૧૦-૦ |
| સદર ભા. ૨ જો | ૦—૮—૦ |
| પતિનારાયણવ્રત(સચિત્ર) | ૦—૬—૦ |
| ચતુરસુંદર સ્ત્રીવિલાસ ગરબાવળી (સચિત્ર) | ૦—૮—૦ |
| ઋષિરાજનાં પદસંગ્રહ (સચિત્ર) | ૦—૮—૦ |
| સ્વર્ગની સુંદરી | ૦—૮—૦ |
| મોહનનું મુડદું ને અદ્ભૂત ખૂન | ૦—૮—૦ |
| મુંબઇની શેઠાણી | ૦-૧૦-૦ |
| સરયુ | ૦—૪—૦ |
| નવાબજાદો | ૦—૮—૦ |
| કુલેવરનો એક્કો | ૧—૦—૦ |
| પવિત્ર લીલાવતી | ૦-૧૦-૦ |
| બત્રીસ પુતળીની વાર્તા ભા.૧થી૧૦ હરેક ભાગની કિંમત | ૦—૮—૦ |
| વારાંગના કે દેવાંગના | ૦-૧૦-૦ |
| વરઘેલી વીણા | ૦-૧૦-૦ |
| ખૂની કોણ | ૦—૮—૦ |
| ડૉકટર કે દૈત્ય | ૦-૧૨-૦ |
| પતિ કે પિશાચ | ૦-૧૨-૦ |
| અઠંગ ઉઠાવગીર | ૦-૧૨-૦ |
| શયતાની સંસાર | ૦-૧૨-૦ |
| લલનાની લીલા | ૦-૧૨-૦ |
| ભયંકર કુતરો | ૦—૮—૦ |
| ચોકટનો જોકો | ૦-૧૨-૦ |
| લાલનો એકકો | ૦-૧૨-૦ |
| પ્રેમની પીસ્તોલ | ૦—૮—૦ |
| પત્થરનો પાદશાહ | ૦—૮—૦ |
| ગોકુલ ગીતા પાકું પુંઠું. | ૦-૧૨-૦ |
| ધનવાન | ૧૦—૦—૦ |
| કાયદાનો શીક્ષક | ૧૫—૦—૦ |
| ધનપ્રાપ્તિનો ઉપાય | ૮—૦—૦ |
| ભવિષ્યવેત્તા | ૫—૦—૦ |

| | |
|---|---|
| ત્રીકાળ દર્શક દર્પણ | ૫—૦—૦ |
| ચરકસંહિતા | ૫—૦—૦ |
| માસ્તર ઑફ નૉલેજ | ૧૦—૦—૦ |
| હિંદુસ્તાનની તીર્થયાત્રા | ૭—૦—૦ |
| સ્ત્રીહીતશીક્ષા | ૪—૦—૦ |
| વિચારસાગર વેદાંતી | ૫—૦—૦ |
| નળાખ્યાન સટીક | ૧—૪—૦ |
| ઓખાહરણ સટીક મોટું | ૧—૮—૦ |
| સાહીત્યાદર્શ | ૧—૧૨—૦ |
| સ્વામી દયાનંદજીનું જીવનચરિત્ર | ૨—૦—૦ |
| પૈસા કેમ કમાવા ? | ૧—૮—૦ |
| કિન્ડરગાર્ડન સચિત્ર મ્હોટું વિસ બક્ષીસોના વર્ણન સાથે | ૩—૦—૦ |
| ચંડીપાઠ સટીક | ૧—૮—૦ |
| પંચીકરણ | ૧—૮—૦ |
| તુલસીદાસ કૃત રામાયણ મ્હોટું | ૬—૦—૦ |
| ભાગવત મ્હોટું | ૫—૦—૦ |
| બત્રીશ પુતળીની વાતો | ૩—૮—૦ |

| | |
|---|---|
| મડાપચીશી | ૦—૮—૦ |
| બત્રીશ પુતળીના છુટા દશ ભાગ દરેક ભાગના | ૦—૮—૦ |
| કોકશાસ્ત્ર | ૧—૮—૦ |
| હુન્નર પ્રકાશ | ૨—૦—૦ |
| હુન્નર શીક્ષક | ૧—૪—૦ |
| સ્વધર્મનિષ્ઠ દૈવી જીવન | ૬—૦—૦ |
| પંચરત્ન ગીતા | ૧—૧૨—૦ |
| વિવેકાનંદજીનુંજીવનચરિત્ર | ૩—૪—૦ |
| અમર ચરિત્ર ભા. ૧ લો | ૩—૮—૦ |
| ,, ભા. ૨જો. | ૩—૮—૦ |
| ,, ભા. ૩જો. | ૩—૮—૦ |
| ,, ભા. ૪થો. | ૪—૦—૦ |
| સૈનીકની સુંદરી | ૪—૦—૦ |
| દક્ષીણનો વાઘ | ૩—૦—૦ |
| પંચાસરની જયશીખરી ભા. ૧–૨ દરેક ભાગના | ૩—૦—૦ |
| શ્રીમતી વિજ્યા | ૩—૮—૦ |
| પ્રમાદધનની પ્રભુતા | ૪—૦—૦ |
| પ્રણયપંક | ૨—૮—૦ |
| તત્વાનુંસંધાન | ૩—૦—૦ |

તમામ જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું—

**રણછોડલાલ મોતીલાલ શાહ.**

**રીચીરોડ—અમદાવાદ.**

